રા. રા. સદ્દગત વૈદ્યરાજ જટાશંકર લીલાધરને

# નિવાપાંજલી.

આપે જુદા જુદા વૈદ્યકિય પુસ્તકો પ્રસિદ્ધ કરી જનસમાજમાં વૈદ્યક વિદ્યાના સિદ્ધાંતો ફેલાવવા જે સ્તુત્ય પ્રયાસ કરેલો, એટલું જ નહિં પણ જ્યાં જ્યાં આપે થોડી ઘણી લેખન શક્તિ જોઇ ત્યાં ત્યાં આપની બુદ્ધિ વડે એવા સ્થળો શોધી કહાડયા અને જે શક્તિ સુસુપ્ત અવસ્થામાં પડી હતી તે જાગ્રત કરી, તેનો લાભ પણ જનતાને અપાવ્યો.

ઇ. સ. ૧૯૧૮ ની સાલમાં એજ પ્રમાણે મને વૈદ્યકીય વિષયો ઉપર લેખો લખવા પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યું તેના યત્કિંચિત આભાર દર્શન તરીકે આ એક નાના પુસ્તક સાથે આપનું પુણ્ય નામ જોડું છું. આપના આત્માને એથી જરૂર આનંદ થશે એમ મારો આત્મા સાક્ષિ આપે છે.

ભવદિય,

જાદવજી હંસરાજ.

# પ્રકાશકની પ્રસ્તાવના.

પ્રસ્તાવનામાં લખવા જેવી કેટલીક બાબતો લેખકે પોતાની પ્રસ્તાવનામાં લખીનાંખી છે, એટલે આંહી પ્રસ્તાવનામાં રિવાજ પ્રમાણે અરસપરસ સુપ્રભાર માનવાનું રહે છે, છતાં વાંચકો સમક્ષ તેટલાથી અમે છુટી શકીએ નહિ તે સમજીને થોડી બીના રજુ કરીએ છીએ.

વૈદ્યકલ્પતરૂ ૧૯૩૪ ના જાન્યુઆરીથી ૨૯ મા વર્ષમાં પ્રવેશ કરે છે. ગુજરાતી ભાષામાં વૈદ્યક સાહિત્યને લગતાં કેટલાંક પુસ્તકો તેની ભેટ તરિકે અપાયાં છે પણ જમાનાના બદલવા પ્રમાણે સાહિત્યમાં પણ લોકોની અભીરૂચીને માન આપવું જોઈએ. તે ન્યાયે ચાલુ સાલની ભેટ નેત્રરોગના સુપ્રસિદ્ધ ડૉકટર જાદવજી હંસરાજની અનુભવમાંથી ઉતારેલી અને આમ ભાષામાં લખાયેલી **વૈદ્યકની વિવિધ વાતો** આપવી પસંદ કરી છે. અમારી આ ચુંટણી જો વૈદ્યકલ્પતરૂના વાચકોને પસંદ આવશે તો આવતે વર્ષે તેના અનુસંધાનમાં બીજી તેવીજ ભેટ લખી આપવાનું ડૉકટર સાહેબે સ્વીકાર્યું છે તે વસ્તુ વાંચક પાસે રજુ કરતા અમને આનંદ થાય છે.

ગુજરાતી સાહિત્યમા વૈદ્યક સાહિત્ય બહુ જુજ છે અને તે પણ લગભગ બીજા ગ્રંથોના ભાષાંતરો છે તેમ કહીએ તો અતિશયોક્તિ નહિ લેખાય. તેવા સમયમા વૈદ્યકલ્પતરૂ પોતાનો બની શકતો ફાળો આપે છે તે તેના ગ્રાહકોને આભારી છે. અમે સમજીએ છીએ કે આજકાલના બીજા માસીકોના પ્રમાણમાં વૈદ્યકલ્પતરૂનું કદ, રૂપ વિગેરે તેના લવાજમના પ્રમાણમાં ઓછું છે. જો કે ચાલુ સાલથી તેમાં એક ફરમાનો વધારો કર્યો છે તેમજ બનતો સુધારો વધારો કરવામાં આવશે. આ બધુ કરવા છતાં અમને ઊણપ દેખાય છે અને તે દૂર કરવા અત્રે બનતુ કરશું, તેની વાંચકોને ખાત્રી આપીએ છીએ; પણ આ બધુ હોવા છતા વૈદ્યકલ્પતરૂનું સરકયુલેશન ગુજરાતીમા પ્રસિદ્ધ થતા કોઈ પણ વૈદ્યક માસીક કરતાં વધારે છે તેમ અમારે અત્રે કબુલ કરવું પડે છે અને આ યશ તેના વાચકોને ફાળે જાય છે.

રવીશંકર જટાશંકર ત્રીવેદી.
તંત્રી—વૈદ્યકલ્પતરૂ.

આપવું. દરેક માણસને બીજી જાતના વાંચન કરતા વાર્તાઓ વાંચવી વધારે ગમે છે એટલે જો વૈદ્યક વિષયો વાર્તારૂપે લખવામાં આવે તો લોકો વધારે રસપૂર્વક વાંચે એટલુંજ નહિં પણ ઘણી વખત વાર્તા રૂપે હોય તો તેનો સાર જનસમુદાયના મગજ ઉપર સચોટ બેસે છે. આ વિચારથી જુદા જુદા પ્રચલિત રોગોના ચિન્હો,' તે રોગો થવાના કારણો, તે રોગો થતાં કેમ અટકાવી શકાય, ઇત્યાદિ બાબતો વાર્તારૂપે લખવા મારી ઘણા વર્ષથી ધારણા હતી, પણ મુંબાઇના વ્યવસાયી જીવનમાં વખત મળવો મુશ્કેલ હોતાં આ વિચારને અમલમાં મુકી શકાતો નહોતો, છેવટે ઈ સ. ૧૯૩૩ના અકટોબરમાં "વૈદ્યકલ્પતરૂ" માસિકના અધિપતિ ભાઇ રવીશંકરભાઇએ ૧૯૩૪ ની સાલ માટે એક ભેટનું પુસ્તક લખી આપવા મારી પાસે માંગણી કરી. મેં "વૈદ્યકની વિવિધ વાતો" લખી આપવા સુચના કરી. આ સુચના તેમને બહુજ ગમી એટલે મેં એક બે વાર્તાઓ લખી મોકલાવી. વાર્તાઓ વાચતા તેમને લાગ્યું કે જનસમાજને આવી જાતનું વૈદ્યકીય વાચન જરૂર રૂચિકર થશે; તે છતાંએ વાચકવર્ગને પસંદ પડશે કે કેમ તે તપાસવા માટે તેમણે બે ત્રણ વાતો વૈદ્યકલ્પતરૂ માસિકમા છાપી. આ વાર્તા પૈકી ટાઇફોઇડની વાત ૧ લી મુંબાઇ સમાચાર જેવા જુના અને લોકપ્રિય પ્રતિષ્ઠિત પત્રને પણ એટલે દરજ્જે પસંદ પડી કે તે આખી વાત શનીવાર તા. ૨૯-૧૨-૩૩ના દૈનિક મુંબઈ સમાચારમાં છાપવામા આવી. આથી ભાઇ રવીશંકરભાઇને ખાત્રી થઇ એટલુંજ નહિ પણ મને વાર્તાઓ લખવામા બમણો ઉત્સાહ થયો.

હાલ તો માત્ર જે દરદો ચાલુ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે તેવાજ થોડા દરદોની વાતો આપી છે. ભવિષ્યમાં બીજાં દરદોની વાતો "વૈદ્યકની વિવિધ વાતો ભાગ ૨ જો" જો પ્રસિદ્ધ કરવા પ્રભુ વખત આપશે તો તેમાં આપવા ધારણા છે.

વૈદ્યકલ્પતરૂ માસિક દર વર્ષે ભેટનું પુસ્તક ડીસેમ્બર આખર બહાર પાડે છે. જ્યારે મેં પુસ્તક લખવાને શરૂ કર્યું ત્યારે મને આશા

હતી કે નવેમ્બર આખરીએ આખું પુસ્તક લખી હું "વૈદ્યકલ્પતરૂ" ના અધિપતિ સાહેબને સોંપી દઇશ, પણ મારી તે આશા ફળીભૂત થઈ નહિં. એક પછી એક નવા વ્યવસાયોમાં દિવસો ઉપર દિવસો નીકળી ગયા; અને પુસ્તક જાન્યુઆરી આખરીએ મહા મુશ્કેલીએ અને ભાઇ રવીશંકરભાઇની સતત્ ઉઘરાણીને અંતે લખી શકાયું; વળી પુસ્તક લખવામાં ઉતાવળ કરવી પડેલી હોવાને લીધે જેટલી કાળજીથી મેં લખવા ધારેલું તેટલી કાળજી રાખી શકાઇ નથી, તેને માટે વાંચકવર્ગ દરગુજર કરશે એમ આશા રાખું છું.

ઉપર દર્શાવેલા કારણોને લીધે "વૈદ્યકલ્પતરૂ" ના ગ્રાહકોને ભેટનું પુસ્તક ડીસેમ્બર આખરીએ મળવાને બદલે એકાદ બે માસ પાછળથી મળ્યું છે તેમાં પણ દોષ મારો છે એટલે તે માટે પણ ગ્રાહકવર્ગ મને ક્ષમા આપશે એમ હું આશા રાખું છું.

આ પુસ્તક વાંચી થોડા ઘણા લોકો પણ કોઈને કોઇ દરદમાંથી બચશે અથવા થોડા ઘણા લોકો થએલ દરદમાથી મુકત થશે તો પણ લેખકે લીધેલો શ્રમ સફળ થયેલો ગણાશે.

ગુજરાતી ભાષામાં નવીન શૈલીના વૈદ્યક પુસ્તકો બહુજ જુજ છે. આ ખોટ પૂરી પાડવા માટે સદ્દગત વૈદ્યરાજ જટાશંકર લીલાધરે પુષ્કળ પ્રયાસ કરેલા અને ભારે ભોગો આપેલા. તેમને પગલે ચાલી તેમના સુપુત્ર ભાઇ રવીશંકરભાઈ પણ એજ દિશામાં સતત્ પ્રયાસ કરી રહ્યા છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. "ઘરવૈદુ" જેવા પુસ્તકો ગુજરાતી ભાષામા પ્રગટ થયા છે અને હજી પણ બીજાં એવાજ ઉપયોગી પુસ્તકો પ્રગટ થઈ શકશે.

મારી માતૃભાષા કચ્છી હોવાથી કોઇ કોઈ જગોએ ગુજરાતી શબ્દોને કચ્છી ભાષાની છાયા પડી હોય તો વાંચકવર્ગ નીભાવી લેશે એમ મને ખાત્રી છે.

૨૬૬, વાલકેશ્વર રોડ મુંબઇ,<br>તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૩૪. — ડૉ. જાદવજી હંસરાજ.

# વિષયની અનુક્રમણિકા.







# વૈદકની વિવિધ વાતો.

## ટાઈફોઇડ તાવની વાત ૧લી.

ભાણજી અને નાનજી બે ભાઈઓ હતા. ભાણજી મોટો અને નાનજી નાનો. ભાણજી અઠાવીસેક વર્ષનો, નાનજી પંદરેક વર્ષનો. બન્નેનો જન્મ કચ્છના એક ગામડામાં ગરીબ માબાપને ત્યાં થયલો. ભાણજી તેર ચૌદ વર્ષનો અને નાનજી આઠેક મહિનાનો હતો ત્યારે તેમનો બાપ ઘરમાં ગરીબાઈ છોડી પ્રભુના દરબારમાં પહોંચ્યો. કુટુંબ નિરાધાર થયું અને શું ખાવું તેની ચિંતા થઈ પડી; પણ ભાણજીની મા ગામમાં ડાહી બાયડી ગણાતી એટલે સગાં વહાલાની મહેનત મજુરી કરી છોકરાઓનું ભરણ પોષણ કરવા લાગી. મોટો છોકરો ભાણજી બે અક્ષર ભણે તો સુખનો રોટલો રળી ખાય એવા ઈરાદાથી તેને ગામડાની નિશાળમા મોકલાવ્યો. બે ત્રણ વર્ષે થોડું ઘણું ગુજરાતી ભણ્યો. અંગ્રેજી ભણવાની સગવડ તો ગામમાં હતી નહિ. ભાણજી હવે સોળ સત્તર વર્ષનો થયલો હોવાથી તેની માએ સગા વહાલા પાસે કરગરી છોકરાને પરદેશ કમાવા મોકલાવ્યો. સગાઓ રેલ્વેનો કોંટ્રાકટ લેતા હતા અને ઘણા માણસો કામે લગાડતા હતા એટલે એક છોકરો ભારે નહિ પડે એમ સમજી ભાણજીને સાથે લીધો. ભાણજી બુદ્ધિશાળી હતો, વળી પ્રમાણિક અને મહેનતુ પણ ખરો, એટલે થોડા વખતમા શેઠની મહેરબાની મેળવી લીધી. પરિચયથી થોડું અંગ્રેજી બોલતા લખતાં પણ શીખ્યો. વળી વધારામાં રેલ્વે કોંટ્રાકટમાં જે જે ઈન્જિનેરો, ઓવરસીયરો વિગેરેથી કામ પડતું તેમની પણ મહેરબાની મેળવી લીધી. દશેક વર્ષે બસો રૂપીઆ બચ્યા

પણ ખરા; વળી કોંટ્રાકટ લેવામાં શું શું બાબતો આવશ્યક છે તે પણ ભાણજીએ બરાબર જાણી લીધું.

એક દિવસે મોટા ઇન્જિનેર સાહેબની સ્વારી જ્યાં ભાણજીના શેઠનું કામ ચાલતું હતું ત્યાં આવી પહોંચી. ભાણજી કંઇક સંકોચાતો, કંઇક મૂંઝાતો સાહેબની સલામે ગયો. સારે નશીબે સાહેબ તે વખતે ખુશીમાં હતા; એટલે ભાણજીને હસીને બોલાવ્યો. ભાણજીને હિંમત આવી અને નશીબ દેવીએ વાચા આપી. પોતાને એક નાનું કોંટ્રાકટ આપવા મહેરબાની કરવાની સાહેબ પાસે અરજ કરી. અરજ મંજુર થઈ અને કોંટ્રાકટ મળ્યો. ભાણજી નોકર મટી કોંટ્રાકટર થયો, અને ભાગ્યદેવી તુષ્યમાન થતા પાંચ વર્ષે લાખ રૂપીયાનો આસામી થયો. હવે તો મહેતા, મુત્સદીઓ કામ ચલાવવા લાગ્યા એટલે ભાણજી પોતાને ગામ આવ્યો. મહિનો બે મહિના રહ્યો એટલે માની ઇચ્છા યાત્રા કરવાની થઇ. ભાણજીને પણ ધર્મ ઉપર શ્રદ્ધા હતી એટલે તેમને પણ વાત ગમી. સારો દિવસ જોઈ ભાણજી, ભાણજીની સ્ત્રી રૂડી, ડોસીમા અને નાનજી એટલા જણ યાત્રાએ નીકળ્યા.

રસ્તામાં તંદુરસ્તી જાળવવા શું શું સંભાળ રાખવી તેનું જ્ઞાન નહિં, એટલે રેલ્વે સ્ટેશનો ઉપર વેચાતી હલકા પ્રકારની મીઠાઈઓ, અને બીજાં ખાદ્ય પદાર્થો જે માખીઓ, ધુળ વિગેરેથી દૂ:ષિત થયલા હોય તેવા ખાધા; સ્ટેશન ઉપર મળતી હલકામાં હલકી જાતની ચાની ભૂકીમાથી બનાવેલી ચા, જે કદાચ સવારે બનાવેલી સાંજે વેચાય તેવી, ગંદા વગર ધોયલા પ્યાલા રકાબીઓમાં પીધી. વગર ઉકાળેલા દૂધ વાપર્યાં; ઠેકાણે ઠેકાણે ગાળ્યા વિનાના "બ્રાહ્મણીયા પાણી" પીધાં; કેટલેક ઠેકાણે ગંદી વીસીઓમાં જમ્યા, ઘણા તીર્થ સ્થળોમાં બબે દિવસ સુધી માખોએ જેના ઉપર રમણ કર્યું હોય અને મનુષ્ય ખોરાક માટે અયોગ્ય બન્યા હોય એવા પ્રસાદ પણ ભક્તિપૂર્વક આરોગ્યા. આવી આવી જાતની વૈદ્યકશાસ્ત્રે આપેલી સૂચના વિરુ-

દ્દની ક્રિયાઓ અને ઘણી વખત જેને કુપથ્ય કહી શકાય એવા આચરણોને લીધે યુવાન નાનજીને તાવ લાગુ પડયો.

તાવ શરૂઆતમાં થોડો આવ્યો પણ દિનપ્રતિદિન વધતો ગયો. દશેક દિવસ એમ નીકળી ગયા. મુસાફરી તો ચાલુજ હતી. દુઃખિત અને પ્રતિકુળ ખોરાક પણ ચાલુજ હતો. બીજા અઠવાડીયામાં ઝાડો અને સન્નિપાત શરૂ થયો, અને સ્થીતિ ચિંતા કરાવે એવી થઈ એટલે ડાહ્યા ડોસીમાએ પોતાને ગામ પહોંચવાનો વિચાર કર્યો. દશેક દિવસે જેમ તેમ કરી પોતાને ગામ પહોંચ્યા. નાનજીની સ્થીતિ હવે ખરેખર ગંભીર થઇ હતી. તાવ ૧૦૫ ડીગ્રી સુધી પહોંચતો હતો, ઝાડો તો વહ્યોજ જતો હતો, શુદ્ધિ બિલકુલ હતીજ નહિં, ઝીણો ઝીણો લવારો ચાલુ હતો. અને શરીરમાં માત્ર હાડકાં અને ચામડીજ રહ્યાં. ગામની દોઢ ડાહી ડોસીઓ એકઠી થઇ અને છોકરો "કોઈ ઠેકાણે ઝપટમાં આવ્યો છે" એમ અભિપ્રાય આપ્યો. ગામમાં એકાદ ભુવો હતો તેને બોલાવવામાં આવ્યો; તેણે નિદાન કર્યું કે બહુ જબરો વળગાડ છે. ઝટ મટે એમ નથી, બહુ મોટો ખર્ચ કરવો પડશે, ઈત્યાદિ વાતોથી ગભરાયલાઓને વધારે ગભરાવી સારી જેવી રકમ કઢાવી; અને પછી ઈલાજ કરવા માડયા. ઈલાજમા મરચાંની ધુમાડી આપી અને ભૂતને નસાડવા. નાનજીને એક જોરથી લપડાક લગાવી. ભુવાના મત પ્રમાણે એ લપડાક ભૂતને લાગવાની હતી પણ કમભાગ્યે લાગી તો નાનજીના શરીરને. લપડાક લાગતાજ નાનજીનું શરીર ઠંડું પડી ગયું, નાડી ચાલતી બંધ થઈ ગઈ, અને શ્વાસોશ્વાસ એટલા ઉતાવળે ચાલવા માંડ્યા કે ભાણજીને એમ લાગ્યું કે આ ચિન્હો હવે છેલ્લા છે. ભૂવાને રજા આપી, અને કયાંકથી શુદ્ધ કસ્તુરી મેળવી લાવી થોડીક દૂધમાં મેળવી નાનજીને પાઈ એટલે શરીર ગરમ થયું. અને શ્વાસોશ્વાસ હેઠો બેઠો તેમજ નાડી પણ નીયમીત ચાલવા માડી. હવે ભાણજીને લાગ્યું કે કોઈ સારા વૈદ્ય ડાકટરની સારવાર તો કરવા જેવી છે, પછી જેવી પ્રભુ ઇચ્છા. નાના ગામડામાં તો ઊંટવૈદો સિવાય સારા-

ડાક્ટરો તો ભાગ્યેજ હોય, એટલે તરત સારો ઊંટ કરી ભુજ પહોંચ્યો અને ત્યાંથી એક કુશળ ડાક્ટરને પોતાને ગામ બોલાવી ગયો.

ડાક્ટરે જ્યારે દરદીને તપાસ્યો ત્યારે સ્થીતિ આ પ્રમાણે હતી- દરદી નાનજીનું શરીર માત્ર હાડપિંજર જેવું રહ્યું હતું. પીઠના ભાગમાં ચામડીમાં બે ત્રણ ચાંદાં પડી ગયલા હતા. સન્નિપાત ચાલુ હતો, આંખો અડધી ઉઘાડી રહી ગઈ હતી, ભાન બિલકુલ હતુંજ નહિ, હોઠ ઉપર અને જીભ ઉપર ભુરા રંગનો થર જામ્યો હતો, તાવ ૧૦૪ લગભગ હતો. નાડી એટલી ક્ષીણ હતી કે મહા મુસ્કેલીએ જોઈ શકાતી હતી. વેગ લગભગ ૧૪૦ દર મિનીટે હતો, પેટ ચડેલું અને હવાથી ભરેલું હતું, ઝાડો આખા દિવસમાં વીસેક વખત થતો હતો અને તે તદન "છોતા પાણી" જેવો હતો, ઝાડો પેશાબ નીકળી જતા હતા, તેનું ભાન દરદીને બિલકુલ રહેતું નહોતું, ફેફસામાં કફ ભરાયલો હતો, બરોળ અને લીવર બન્ને વધેલાં જણાતાં હતા. ડાક્ટરે દરદીને તપાસી સ્થીતિ ગંભીર છે એમ અભિપ્રાય આપ્યો અને તે પ્રમાણે ભાણજીને એક બાજુએ લઇ જઈ સમજણ પાડી; તે છતાં યોગ્ય ઉપચારથી સારૂ થવા આશા આપી. ખોરાક જે અત્યાર સુધી ખીચડી, બાજરાનું ભયડકું વિગેરે અપાતું હતું તે બંધ કરવા કહ્યું, અને માત્ર દૂધ અથવા ફળનો રસ આપવા કહ્યું. માથા ઉપર ઠંડું પાણી કોલોન-વોટરની સાથે મેળવી રાખવા કહ્યું, અને બરફ મળે તો રાખવા સુચના આપી અને ભુજથી તરતા તરત દવા મોકલાવી. ઈશ્વરકૃપાએ અને ડાક્ટર યશનામી હોતાં હળવે હળવે આરામ થવા લાગ્યો. દરદી પોતાના કુટુંબીઓને ઓળખવા લાગ્યો, પોતાને ઘેર આવ્યો છે તેનું ભાન થતા, તાવ ઘટવા માંડ્યો, ઝાડો એકાદ બે વખત આવતો થયો, અને શક્તિ થોડે થોડે આવવા માંડી. એક અઠવાડીયા પછી ડાક્ટરને ફરી બોલાવવામાં આવ્યો. દરદીની સ્થીતિ તપાસી ડાક્ટરે અભિપ્રાય આપ્યો કે દરદી હવે ભયમુક્ત ગણી શકાય, પણ હજી વીસ દિવસ સુધી કોઇ જાતનો અનાજ આપવો જોઈએ નહિ, જો અનાજ

આપવામાં આવશે તો દરદી ફરી ભયમાં આવી પડશે. વિશેષ એમ પણ સુચનાં આપી કે દરદીએ બીછાનું છોડવું નહિં, બીછાનામાં સુઈ રહેવું વિગેરે વિગેરે સુચનાઓ આપી ડાકટર ભુજ તરફ રવાના થયા.

ડાકટરના જવા પછી અજ્ઞાન અને અશિક્ષિત હોવા છતાં પોતાને ડાહ્યા ગણતા સગાવહાલાઓમાંના એકાદ બે "ઘરડેરાઓ" વગર બોલાવ્યા હાજર થયા, અને ભાણજી બોલાવી ધમકાવવા લાગ્યા. "ડાકટરો તો કહે પણ તમારી અક્કલ કયાં ગઈ છે! છોકરાને ભૂખે મારી નાંખશો. હવે તાવ ઉતરી ગયો છે એટલે ખાવાનું આપવા સિવાય શક્તિ કેવી રીતે આવશે? હળવે હળવે ખીચડી, બાજરાનો રોટલો વિગેરે આપો અને દવા બંધ કરો" ઇત્યાદિ ઇત્યાદિ વિદ્વતા ભરી સલાહ આપી, એટલુંજ નહિં પણ તેનો અમલ પણ પોતાની રૂબરૂમાંજ કરાવ્યો. બિચારો ભાણજી સમજતો હતો કે ડાકટરે જે જે સુચનાઓ આપી છે તેનાથી આ બધું વિરૂદ્ધજ થાય છે, પણ વડીલ સગાઓ પાસે તેનું કંઇ ચાલ્યુ નહિં, અને નાનજીને બાજરાનો રોટલો અને સારી રીતે ઘી નાંખેલી ખીચડી આપવામાં આવી. ઘણે દિવસે અનાજ મળેલું હોવાથી નાનજી ખાઈ પણ ગયો. પરિણામે બીજે દિવસેજ સ્થીતિ ડાકટરની દવા શરૂ કરવા પહેલાં હતી તેજ સ્થીતિ નાનજીની થઇ ગઈ; તાવ શરૂ થઇ ગયો, ઝાડાએ ઉથલો ખાધો, સન્નિપાત અને બેશુદ્ધિ ગભરાવે એવી થઇ ગઇ. હવે ભાણજીનો વારો આવ્યો. પોતાની માને વિવેકના બે શબ્દો કહેવા હતા તે કહ્યા, આવા દોઢ ડાહ્યા બુઢાઓની સલાહ ન માનવા પોતાની માને આગ્રહપૂર્વક કહ્યું, અને ફરી ભુજ જઈ ડાકટરને તેડી આવ્યો.

ડાકટરે દરદીને તપાસી તેજ વખતે કહ્યું કે આ દરદીને ચોકસ અનાજ આપવામાં આવ્યું છે, તેના સિવાય આ સ્થીતિ થાય નહિં. દયામણે ચહેરે ભાણજી અને તેની માએ બધી વાતનો એકરાર કર્યો અને આવી ભૂલ તેઓ હવે નહિં કરે તેની ખાત્રી આપી. પછે.

સાથે સાથે એક વિનંતી કરી. તમે કલ્પી શકો છો તે શું હશે? એ માગણી માત્ર એટલીજ હતી કે તેમના સગાંઓની રૂબરૂમાં નાનજીને અનાજ આપવાની પરવાનગી આપી જવી. આમ કરવાનું માત્ર એટલુંજ કારણ હતું કે દોઢ ચતુર સગાંઓ અને પોતાને ધન્વંતરી માનતા ડાહ્યા સજ્જનો અનાજ આપવા ફરી આગ્રહ ન કરે. ઇશ્વર કૃપાએ ફરી યોગ્ય ઉપચારોથી અને અનાજ બંધ કરવાથી નાનજીને આરામ થયો. ભાણજી એટલો બીધો કે ચાર અઠવાડીયા સુધી નાનજીને દૂધનોજ ખોરાક આપ્યો; અને ડાક્ટરે અનાજ આપવા રજા આપી ત્યાર પછી પણ એક અઠવાડિયું રહીને અનાજ આપ્યું.

આજે નાનજી પુખ્ત વયનો પુરૂષ થયો છે; અને ઘણા લોકો પાસે ગામડાના "ડાહ્યા માણસો"ની કથા બહુ મઝાથી કહે છે.

સાર — ટાઈફોઇડ નામનો તાવ દુષિત દૂધ, પાણી અને ખોરાક લેવાથી થાય છે. કેટલાક લોકોના ઝાડા અને પેશાબમાં ટાઇફોઇડના જંતુઓ ઘણા વર્ષો સુધી ચાલુ રહે છે. આ લોકો જો જ્યાં ત્યાં જાજરૂ જાય તો માખો દ્વારા ધૂળ મારફત અથવા પાણી મારફત તાવનો ચેપ માણસના શરીરમા દાખલ થાય છે; માટે ઘર આગળ તેમજ મુસાફરીમા પાણી અને દૂધ ઉકાળ્યા વિના વાપરવું નહિ. જે ખોરાક ઉપર માખો બેઠી હોય એવો ખોરાક ખાવાના ઉપયોગમાં લેવો નહિ. જે રકાબી અથવા વાટકો કે ગ્લાસ બરાબર સાફ કરવામાં ન આવ્યો હોય તેવા વાસણમાં ખાવાપીવાની ચીજ લેવી તેમાં જોખમ સમાયેલું છે. એવી જાતના મુદતિયા તાવ માટે દવા કરતા માવજત વધારે કામની છે. તાવ આવે કે બિછાનામા પડી રહેવું એમાં દરેક રીતે ફાયદો છે, નુકશાન બિલકુલ નથી. તાવ આવે એટલે અનાજ વર્જિત કરવું ઉત્તમ છે; દૂધ, ચા, કૉફી, મુસંબીનો રસ એવા પ્રવાહી પદાર્થો જે આંતરડા સુધી પહોંચનાજ નથી તેવા પદાર્થો દરદીને આપવાથી તાવનું જોર નરમ રહે છે અને દરદીને બચવાનો સંભવ ઘણો વધારે રહે છે. તાવ ઉતરી જાય ત્યાં

સુધી અને ત્યાર પછી પણ એકાદ અઠવાડિયું દરદીને આરામ આપવાથી ફાયદો છે. તાવ મટી ગયા પછી પણ છેક આઠ દશ દિવસ પછીજ અનાજ આપવાનું શરૂ કરવું જોઈએ. શરૂઆતમાં હલકો ખોરાકજ આપવો, અને પછી આસ્તે આસ્તે ચાલુ ખોરાક ઉપર લઇ જવો જોઇએ. તાવને આઠેક દિવસ આવતાં થયા હોય ત્યાર પછી જુલાબ બિલકુલ આપવો નહિ. જુલાબ આપવામાં આંતરડામાં રહેલાં ચાંદાં ફૂટવાનો ભય રહે છે. આ જાતના તાવમાં આંતરડામાં ચાંદા થાય છે અને તે ચાંદાઓ લગભગ ત્રણેક અઠવાડિયા પછી પોતાની મેળે રૂઝાવા માંડે છે. જો આંતરડામાં અનાજ ન જાય તો ચાંદાઓ જલદી રૂઝાય છે; અનાજ જાય તો રૂઝાવામાં વિલંબ થાય છે; એટલુંજ નહિં પણ કેટલીક વખત ચાંદા ફુટે છે અને દરદીનું મૃત્યુ થાય છે. વળી આ દરદને લીધે હૃદય બહુ નબળું પડી જાય છે એટલે દરદીને જો કંઈ શ્રમ પડે તો હૃદય ચાલતું બંધ પડી જાય છે અને દરદી એકદમ મૃત્યુ પામે છે. આજ કારણથી દરદીને બિછાનામાં આરામ આપવાની જરૂર જણાવી છે. તાવ ત્રણ ચાર અઠવાડિયા પછીજ ઉતરે છે એટલે વચમાં જો તાવને ઉતારવાની દવાઓ આપવામાં આવે તો નુકશાન થાય છે માટે તાવ ઉતારવાની ઉતાવળ કરવી નહિં. ટુંકામાં આવી જાતના તાવ માટે નીચેના શબ્દો બરોબર ધ્યાનમા રાખવા.

આરામ — માવજત — પ્રવાહી હલકો ખોરાક — અને માથા ઉપર બરફ.

## ટાઇફોઇડ તાવની વાત ૨ જી.

આઠ વર્ષની એક બાળા. માબાપને એકની એક હોવાથી બહુ લાડમાં ઉછરેલી જે માગે તે માબાપો આપે. ઘરનું રાંધેલું ઘણેભાગે જમે નહિ. બજારમાંથી આણેલી મીઠાઈ, દાળ ચીવડા, બિસ્કિટ,

ચીજી એવી એવી ચીજો ખાય. પાણી ઉકાળવાનું કુટુંબમાં ધોરણ નહિ એટલે વગર ઉકાળેલું પાણી પીએ. એક વખત ચૈત્ર મહિનામાં આ બાળાને તાવ આવ્યો. ગામના સાધારણ વૈદની દવા લીધી. તેણે તાવ ઉતરવાની દવાઓ આપી. દવાથી તાવ હળવો પડે પણ ઉતરે નહિ; એટલે વૈદે કહ્યું કે મુદતી છે. એકવીસ દિવસે ઉતરશે. એકવીસ દિવસ થયા પણ તાવ ઉતર્યો નહિ. વૈદે કહ્યું હવે ચાર અઠવાડીયાં પૂરાં થશે, પચ્ચીસમે દિવસે તાવ ઉતર્યો. ઝાડાની કબજીઅત તાવના પચ્ચીશે દિવસ દરમ્યાન તો હતી પણ તોય ઉતર્યા પછી તો પાંચેક દિવસ બિલકુલ દસ્ત ઉતર્યોજ નહિ. બસ્તી આપવાનું વૈદને સુઝ્યું નહિ પણ તેને બદલે પહેલા હલકો અને પછી સખ્ત જુલાબ આપ્યો. છેવટે ઝાડો તો થયો. બીજી તરફ તાવ દરમ્યાન બાળા કંઈ ખાઇ શકતી નહોતી એટલે સહેજસાજ કાંજી વિગેરે ખવાતું. તાવ ઉતર્યા પછી બીજેજ દિવસે બાળાની માતા જમતી હતી તે વખતે બાળાએ દાળ ભાત ખાવા માગ્યા. હેતાળ માતાએ વહાલથી બાળાને પોતાના ખોળામાં બેસાડી. બાળા દાળ ભાત અને શાક ખાઇ ગઈ. ઘણા દિવસથી અનાજ નહોતું મળ્યું અને પછી મળ્યું એટલે ખાધું પણ ખરૂં. ત્રીજે દિવસે જુલાબની અસરથી ઝાડો આવ્યો. એક આવ્યો, બે આવ્યા, ત્રીજો આવ્યો, ત્રીજો દસ્ત આવ્યો. તેની સાથે લોહી અને જળસ આવ્યો. મરડો પણ શરૂ થયો. પછી તો દરરોજના વીસ પચ્ચીસ દસ્તો આવે. દર વખતે કરાંજ પણ ખુબ આવે. લોહી અને આમ દરેક વખતે આવે. જુલાબ આપવાનું કોઈને ગળે ઉતરે નહિ. ખોરાકમાં હલકો ખોરાક અપાય, દોઢ મહિના સુધી મરડો ચાલ્યો. બાળાનું શરીર માત્ર હાડપિંજર જેવું જ રહ્યું. દોઢ મહિને આતરડામાં સળો થયો અને એક દિવસ તો આંતરડાનો એક કટકો ઝાડામાં આવ્યો. તેજ દિવસે હેડકી શરૂ થઇ અને બીજે દિવસે બિચારી બાળા માવિત્રોને મુકી આ દુનિયા ત્યાગી ગઈ.

સાર—ટાઇફોઈડ તાવ ઉતર્યા પછી પણ ઓછામાં ઓછા

આઠ દિવસ તો દરદીને દૂધ સિવાય બીજો ખોરાક ન આપવો. જો દસ્તની કબજીયાત જણાય તો એરંડીયું તેલ શુદ્ધ કરેલું આપવામાં હરકત નથી. અથવા બસ્તી ( એનીમા ) ગરમ પાણીનું હુશ મારફત આપવું. પીચકારીથી ગરમ પાણી ચડાવવું નહિ કારણ કે તેનાથી આંતરડા કદાચ ફૂલે અને આંતરડામાં જે ચાંદા હોય તેમાંથી એકાદ ફૂટે તો દરદી તત્કાળ જોખમમાં આવી જાય છે. લોહી ઝાડો થાય તો પ્રથમ એરંડીયા તેલનો જુલાબ આપવો. પછી પણ દરરોજ નીચેના આંતરડાને એનીમા આપી સાફ કરવામાં કોઇ સમે નુકશાન નથી. દરદીને બિછાનામાં સુવાડી રાખવો. હરવા ફરવા દેવાથી દરદ મટવામાં વિલંબ થાય છે અને કદાચિત હ્રદય નબળું હોય તો અચાનક એકદમ મૃત્યુ પણ થઇ જાય.

---

## મેલેરીઆ તાવની વાત.

સજ્જનસિંહ અને ચંદ્રશંકર બન્ને રાજ્યના નોકર. બન્નેને બહુ સારી દોસ્તી અને રાજ્યના બેઉ હુશિયાર, પ્રમાણિક અને ભરોસાલાયક સેવકો. એક વખતે રાજ્યને કોઇ અગત્યના કામે આ બે રાજ્ય સેવકોને પોતાની સરહદપર મોકલવા પડયા. સરહદનો મુલક ભેજવાળો અને મચ્છરથી ભરપુર. ત્યાં ભાદરવા આસોમાં લગભગ દરેક માણસને તાવ આવે, દરેકની બરળ વધેલી હોય. ચંદ્રશંકરને વૈદક વિષયો વાંચવાનો શોખ ખરો. તેણે ઘણે ઠેકાણે વાંચેલું કે મેલેરીઆ તાવ એક જાતના મચ્છરો કરડવાથી આવે છે. આ મચ્છરો તાવના દરદીને કરડી તેનું લોહી ચૂસી લે છે. આ લોહીમાં મેલેરીયા પેદા કરનારા સૂક્ષ્મ જંતુઓ હોય છે. મચ્છરના પેટમાંથી મચ્છરના લોહીમાં જ્યાં ત્યાં એ જંતુઓ વિકાસ પામે છે એટલુંજ નહિ પણ તેમાં કેટલાક ફેરફાર થાય છે. પછી આ મચ્છરો બીજા તંદુરસ્ત માણસને કરડે છે એટલે તેને મેલેરીયા તાવ લાગુ પડે છે. ચંદ્ર-

શંકરે વિશેષમાં વાંચેલું કે જે લોકો રાત્રે મચ્છરદાની વાપરે છે અને પોતાના શરીરને મચ્છરો કરડવાથી બચાવે છે તેને આ તાવ લાગુ પડતો નથી. આ જ્ઞાનને લીધે ચંદ્રશંકરે પોતાની સાથે મચ્છરદાની લીધી. સજ્જનસિંહને પણ મચ્છરદાની લેવા કહ્યું. રજપૂતભાઇ આ બાબતમાં પણ બહાદૂરી બતાવવા માંગતાં હતા, એટલે એમણે તો કહ્યું કે હું કોઇ દિવસ મચ્છરદાનીમાં સૂતો નથી. મચ્છરદાનીમાં મને ઉંઘ આવતી નથી. બન્ને રાજ્ય સેવકો ત્રણ ચાર દિવસની મજલ કરી છેવટે પોતાના ધારેલ મુકામે પહોચ્યા. ચંદ્રશંકર જ્યાં સુવે ત્યાં મચ્છરદાની નીચે સુવે, પાણી ગળી, ઉકાળી પછી વાપરે, ખોરાક નિયમીત અને ગરમ વાપરે. સજ્જનસિંહને ઉકાળેલું પાણી ભાવે નહિ, મચ્છર કરડે તેની પરવા નહિં. ખાવામાં પણ બહુ કાળજી નહિં. પરિણામે સરહદના ગામડામાં પહોચ્યાં પછી ચોથે દિવસે સજ્જનસિંહને તાવ આવ્યો. તાવ ટાઢ વાઇને આવ્યો. થરમામીટર તો સાથે હતું નહિ પણ "રોટલા શેકાય" એટલો તાવ હતો. ચોવીસેક કલાકમાં ઉતર્યો; એક દિવસ તાવ વિનાનો ગયો એટલે સજ્જનસિંહે તો રોટલા, છાશ, લાડુ—ઇત્યાદિ ભારે ખોરાક ખાધો. બીજે દિવસે ફરી તાવ આવ્યો. આગલા દિવસ કરતાં વધારે સખ્ત આવ્યો. સાથે ઉલટી પણ મૂળ થતી હતી. બીજે દિવસે ફરી તાવ ઉતર્યો. એક દિવસ તાવથી મુક્ત રહેવા પછી ફરી બીજે દિવસે તાવ આવ્યો. આમ દરેક દિવસ "એકાંતરો" તાવ લાગુ પડયો. સરહદ ઉપરતો કોઈ વૈદ્ય ડાકટર હતો નહિ એટલે છેવટે ચંદ્રશંકરે સજ્જનસિંહને ત્યાંથી સીગરામમા નાખી પંદર માઈલ ઉપર રાજ્યની ડીસ્પેનસરી હતી ત્યાં લઇ ગયો. સદ્‌ભાગ્યે ત્યાંનો ડાકટર અનુભવી અને પોતાના કામમા કુશળ હતો એટલે કવીનાઇનના ઇન્જેકશનો વિગેરે આપી સજ્જનસિંહને તંદુરસ્ત બનાવ્યો. ચંદ્રશંકર આ મુસાફરીમાં આરોગ્ય રહ્યો એટલુંજ નહિ પણ તેને આખી જીંદગીમાં કોઈ વખત મેલેરીઆ તાવ આવ્યો નથી.

બહાર પડે છે અને એક એક રજકણ સેંકડો બચ્ચાઓનો સંહાર કરવા માંડે છે. કેટલાક બચ્ચાંઓ આ સંહારમાંથી બચી જાય છે અને તેઓ બીજા રાતા રજકણોમાં દાખલ થઈ જાય છે અને ત્યાં ફરી એકમાંથી અનેક થાય છે. મુખ્યત્વે કરીને આવા જંતુઓ ત્રણ જાતના થાય છે. દર અડતાલીસ કલાકે પરિપકવ થતા, દર બોંતેર કલાકે પરિપકવ થતા અને અનિયમીત રીતે પરિપકવ થતા. આ ત્રણે જાતોના જંતુઓને લીધે જુદી જુદી જાતના તાવ આવે છે; અડતાલીસ કલાકે પરિપકવ થતાં જંતુઓને લીધે એકાંતરીઓ તાવ આવે છે, બોંતેર કલાકે પરિપકવ થતા જંતુઓને લીધે દર ત્રીજે દિવસે તાવ આવે છે અને અનિયમિત પરિપકવ થતાં જંતુઓને લીધે અનિયમિત તાવ આવે છે.

આ મેલેરીઆના જંતુઓ માણસના શરીરમાં કેમ દાખલ થાય છે તે જાણવું ખૂબ જરૂરનું છે. મેલેરીયા તાવથી પીડાતા માણસને એક મચ્છર કરડે છે;અને એ મચ્છરના પેટમાં મેલેરીયાના જંતુઓ જાય છે, ત્યાં તેમાં અનેક રીતે ફેરફાર થાય છે. આ બચ્ચાઓ મચ્છરના લોહીમાં દાખલ થાય છે અને ત્યાંથી તેના મુખમાં આવે છે. જ્યારે આ પ્રમાણે મેલેરીયાના જંતુ ધરાવતું મચ્છર તંદુરસ્ત માણસને કરડે છે ત્યારે આ મેલેરીયાના જંતુઓના બચ્ચાંઓ તે માણસના લોહીમાં દાખલ કરે છે. હવે જો તે માણસનું લોહી મજબુત હોય અને શ્વેત રજકણો પુરતા પ્રમાણમાં અને સબળ હોય તો મચ્છરના કરડવાથી લોહીમાં દાખલ થયેલા જંતુઓનો નાશ થઈ જાય છે; બીજી બાજુ કબજીઆતથી, બદહજમીથી, ઉજાગરાથી, ભારે ખોરાક ખાવાથી, અતિ થાકથી અને એવા બીજાં કારણોથી જો શરીરની શક્તિ ઓછી થાય છે તો મેલેરીયાના જંતુઓ જોર કરે છે અને દરદીને તાવ આવે છે. કવીનાઈન લેવાથી તેમજ શરીરની શક્તિ વધવાથી એ જંતુઓનો નાશ થઈ જાય છે અને તાવ મટી જાય છે.

આ ઉપરથી આપણે પહેલું ખાસ ધ્યાન રાખવાનું છે કે મેલેરીયા જ્યાં ચાલતો હોય તેવા પ્રદેશમાં મચ્છરદાની નિયમીત વાપરવી. મચ્છર ન કરડે તેને માટે શરીરે ખાસ કરી શરીરનો જે ભાગ ખુલ્લો રહે ત્યાં યુકેલીપ્ટસ તેલ લગાડવું, કબજીઆત ન થવા દેવી, ખોરાકમાં મિતાહારી રહેવું, ઉજાગરો કરવો નહિં, શરીરને બહુ થાક ન લાગે તેની સંભાળ રાખવી, સખ્ત તડકામાં ફરવાની જેને ટેવ ન હોય તેણે તડકામાં ફરવું નહિં. ક્વીનાઈન ગ્રેન ૪ ઓછામાં ઓછી અઠવાડીયામાં બે વખત લેવી.

## મરડાની વાત.

દ્વારકાંદાસ એક તંદુરસ્ત છોકરો હતો. ઉમર લગભગ પાંચ વર્ષની. માબાપ તેની બહુ સંભાળ રાખે. દુકાનની કાંઈ ખાવાની ચીજ ખવરાવે નહિં, દૂધ અને પાણી બન્ને ઉકાળ્યા સિવાય આપે નહિં. ખોરાકમા પણ ભારે, તીખાં, ખાટાં પદાર્થો બિલકુલ ન આપે. એક વખતે તેમના કોઇ સગામાં લગ્ન હતા. લગ્નમા તો જમણુ હોયજ એટલે દ્વારકાદાસ પણ જમવા ગયો. જમાડનારાઓએ પાંચ પૈસા બચાવવાના ઇરાદાથી ઘી પણ જેમ બને તેમ સસ્તું લીધેલું, મેંદો પણ ચાર પૈસા ઓછા પડે એવો, કેસરની જગોએ રંગ અને કેસરનું મીક્ષ્ચર, ૧૦ અને ૧ ના પ્રમાણમા વાપરેલું, ફરસાણમાં તેલ મગફળીનુંજ સારૂં એ માન્યતા હોવાથી તેજ લીધેલું અને વળી પાણી પણ પૈસા વિના લીધેલું. પૈસા વિના કેમ અથવા પાણીના તે તે પૈસા પડે એવો સવાલ કદાચ કોઇ ગામડાના રહેનારાને થાય એ સ્વાભાવિક છે. હકીકત એવી છે કે મુબઇમા નાત જમણો માટે વાડીઓ હોય છે. તેમાં પાણીના નળ હોય છે ખરા પણ તે નળને મીટર હોય છે. મીટર એટલે જેટલું પાણી વપરાય તેનું માપ રાખે એવું યંત્ર. જેટલું પાણી વાપરો તેટલા પૈસા આપવા પડે.

જમણ કરનાર ગૃહસ્થને આ પૈસા બચાવવા હતા એટલે વાડીને એક ખૂણે એક કુવો શોધી કાઢ્યો. આ કુવામાં સૂર્યનું અજવાળું કોઇ દિવસ આવતું નહિ, સાફ તો વર્ષો થયાં કોઇએ કરાવેલું જ નહિ, પાણીની સ્વચ્છતા તો કેવી હશે તે સહજે સમજી શકાય એવી વાત છે. આવું પાણી રસોઇમાં વાપર્યું અને જમવા આવનારાઓને પીવા માટે આપ્યું. દ્વારકાંદાસે પણ આ પાણી સરત સુકથી પીધું. લગ્નનું જમણ માણી સહુ ઘેર ગયા. દ્વારકાંદાસ પણ ઘેર ગયો. જમણ જમવાને ચોથે દિવસે દ્વારકાંદાસને થોડી સુસ્તી લાગી અને સાંજ પડતાં તો ધગધગ તો તાવ આવ્યો. થરમોમીટર મુકતા ૧૦૫ થયો. એક કલાકે એક ઝાડો થયો, બીજે કલાકે બીજો થયો, અને પછી તો અડધે અડધે કલાકે ઝાડા થતાજ ગયા. પહેલા ઝાડામાં થોડો પાતળો ઝાડો અને પરૂ અને લોહી આવતું પછી તો માત્ર જળસ અને લોહીજ આવવા લાગ્યા. આખા દિવસમાં ૬૦ થી ૭૦ દસ્ત થાય. દરેક દસ્ત આવે ત્યારે એવી ચીંટ આવે કે ઉપર જોનારથી જોવાય નહિ. આવી સ્થીતિ બરોબર ત્રણ અઠવાડિયા ચાલી. ડાક્ટરો અનેક આવ્યા, બધાએ Baccilary Dysentery, જંતુજન્ય મરડો છે એમ કહ્યું. કારણમાં દુષિત ખોરાક અથવા પાણીને દોષ આપ્યો. મહામુશ્કેલીએ, ઉપચારો અને પરિચર્યાને પરિણામે દ્વારકાંદાસ બચ્યો તો ખરો પણ માત્ર હાડકાજ રહ્યા. ચામડી પણ ત્રણ ચાર જગોએ ખરાબ થઇ. યોગ્ય ઉપચારથી તબીયત સુધરી પણ છેક ત્રણ મહિને માબાપોએ ડાક્ટરોની સલાહ અનુસાર દરદ મટયા પછી એક મહિનો સુધી દૂધ સિવાય કશું આપ્યું નહિં. આ વાતને ચાર વર્ષ થયા. હજી સુધી દ્વારકાંદાસના માબાપ તેને કોઇ વખત જ્ઞાતિ જમણ અથવા સમૂહ જમણમાં મોકલાવતા નથી. કદાચ ન છુટકે કોઈ વખત મોકલાવે છે તો ઉકાળેલું પાણી ઘેરથી સાથે આપે છે.

સાર—મરડો ઘણે ભાગે દુષિત ખોરાક અને દુષિત પાણીથી

થાય છે. વરસાદ પડી ગયા પછી નવાણોમાં નવા પાણી આવે છે. આ પાણીમાં માટી, ઝાડપાનના સડેલાં મૂળીઆં, કેટલાક મૃત પ્રાણીઓના અવશેષો વિગેરે પદાર્થો જગો જગોએથી ઘસડાઇ આવે છે. એટલે ચોમાસાના નવા પાણીને આયુર્વેદે પણ વર્જિત ગણેલ છે. આવું પાણી પીવાથી ઘણી વખત મરડો થઈ આવે છે. ચોમાસામાં મરડો એક ઉપદ્રવરૂપે થવાનું આ એક મુખ્ય કારણ છે. તે સિવાય જે વાવ " અવાવરૂ " વગર વપરાયલી સ્થીતિમાં ઘણો વખત પડી હોય તેનું પાણી પણ એજ રીતે દુઃષિત થાય છે. આવું પાણી પીવાથી પણ મરડો થાય છે. કાચાં ફળો જેવાં કે ચીભડાં, ઝમરૂખ, વિગેરે ખાવાથી પણ મરડો થાય છે. અતી તીખાં પદાર્થો ખાવાથી પણ એજ પરિણામ આવે છે. મુંબઇના "સુખ શાંતિ ગ્રહો"ના કેટલાંક ખોરાકના પદાર્થોએ કેટલાક જણાને મરડો, ઝાડો અને સંગ્રહણી આપી હશે તેના આંકડા તો કોઇ ગણિતશાસ્ત્રી કહાડે ત્યારેજ જણાય.

મરડો થતાજ અનાજ બંધ કરવું જોઈએ. એરંડીયું તેલ અથવા વિલાયતી મીઠું (મેગનીઆ સલ્ફેટ)નું જુલાબ લેવું. ખોરાકમાં દૂધ, છાશ, મુસંબીનો રસ, મગનું પાણી વિગેરે પ્રવાહી પદાર્થોજ લેવા. કેટલીક જાતના મરડામા મેગનીસા સલ્ફેટ એક ડ્રામની માત્રાથી દિવસમાં ત્રણ ચાર વખત લેવાથી રામબાણ નીવડે છે. મરડાનું ઝેર આંતરડામાંથી નીકળી ગયા પછી ગ્રાહી ઔષધો આપી શકાય છે. નીચેનું આંતરડું યાટ્રેન, YATREN. નામની જરમન દવાના પ્રવાહીથી ધોઇ નાખવાથી બહુ સારો ફાયદો થાય છે.

---

## કોલેરાની વાત.

---

કચ્છનું એક નાનું ગામડું. પાંચસોક માણસોની વસ્તી. લોકો ઘણાખરા ખેતી કરે. ગામને પાદર એક તળાવ આવેલું. તેમાંથી આખા ગામના લોકો પાણી પીએ. તળાવ સૂકાય ત્યારે તળાવમાં

વીડી ખોદી તેમાંથી પાણી પીએ. ગામના લોકોને ગામના પટેલની સખ્ત મનાઈ કે તળાવમાંથી માત્ર પાણી ભરી જાય, ઢોરાંને પાય નહિ અને હાથ પગ, મોઢું કે લુગડું ધૂવે નહિં.

આજે શ્રાવણ મહિનાની કૃષ્ણ પક્ષની દશમ છે. વરસાદ પાણી સારા થયલા હોવાથી ગામનું તળાવ ચીકાર ભરાઇ ગયું છે. તળાવને કાંઠે એક ગાડું છુટેલું છે. તેમાં એક ચાલીસેક વર્ષનો શેઠીયા જેવો લાગતો પુરૂષ લાંબો થઇને પડેલો છે. પંદર વીસ મીનીટે તેને ઝાડા થયા કરે છે અને ઉલટી પણ ઉપરાઉપરી થાય છે. થોડો વખત સુધી તો દસ્ત કરવા માટે ગાડાની નીચે ઉતરે છે પણ ચાર છ દસ્ત થયા પછી ગાડા ઉપરથી ઉતરવાની તેનામાં હિંમત રહેતી નથી એટલે તળાવને કિનારેજ ઝાડે બેસી જાય છે. ઉલટી કરે છે અને એજ તળાવમાં પખાળી હાથ પગ ધોઈ લે છે. આ પુરૂષની સાથે તેની સ્ત્રી હતી; તે તેની પુરતી બરદાસ્ત કરે છે, તે છતાં છએક કલાકે આ પુરૂષ મરણ પામે છે.

હકીકત પુછતાં જાણવામા આવે છે કે મુંબઇમાં કોલેરાનો ઉપદ્રવ ચાલતો હતો. જે માળામાં આ પુરૂષ રહેતો હતો તેજ માળામાં બે ત્રણ માણસો કોલેરાથી મરણ પામેલા. મુંબઇમા રહેવાથી કદાચ પોતાને આ દરદ લાગે તો એ ભયથી ધણી ધણીઆણી મુંબઇ છોડી દેશ તરફ રવાને થયા. ત્રીજે દિવસે ઉપર કહ્યું તે પ્રમાણે તળાવને કાંઠે આવી પડાવ નાખ્યો. ત્યા કોલેરા લાગુ પડતાં પુરૂષ મરણ પામ્યો. ચાર દિવસ પછી ગામમા કોલેરાના દરદીઓ પટકાયા. વળતે દિવસે ચાર થયા. અઠવાડીયામા તો પાચસો માણસના ખાતાના ગામડામાં દરરોજના દશેક મૃત્યુ કોલેરાના થવા લાગ્યા. ગામના [illegible] મુંબઇની મેડીકલ કોલેજમા અભ્યાસ કરતો એક યુવક ગામમા રજાના દિવસો ગાળવા આવેલો. તેણે થોડો અકલનો ઉપયોગ કર્યો અને ગામડીઆઓને અનુકુળ આવે એવી રીતે ઉપદેશ

આપવાનો માર્ગ લીધો. એક દિવસ તે ધૂણ્યો અને કહ્યું કે ગામની રક્ષક દેવી મારા ઘટમાં આવી છે. દેવી કહે છે કે ગામના તળાવનું પાણી એક માસ સુધી કોઇએ પીવું નહિં, ગામની દક્ષિણમાં એક વાવ છે તેને ગળાવી તેનું પાણી પીઓ અને એક દિવસ બધા લોકો ગામને ઉતરાદે છેડે પીરની જગ્યા છે ત્યાં આખો દિવસ પસાર કરી આવો. ગામના લોકોએ તે પ્રમાણે કર્યું અને તે દિવસથી ગામમાંથી કોલેરા ગયો.

**સાર**—કોલેરાના જંતુઓ દરદીના ઝાડામાં, પેસાબમાં અને ઉલટીમા દરદીના શરીરમાંથી બહાર નીકળે છે. બહાર નીકળતાં પીવાના પાણીને, ખોરાકને અને દૂધને દુઃષિત કરે છે. કાતો ઝાડો, પેશાબ કે ઉલટી પીવાના નવાણમાં રહેલા પાણીમાં સીધી રીતે દાખલ થાય છે; અથવા ઉઘાડા રાખવામા આવેલા ખોરાક ઉપર જે માખીઓ દરદીના ઝાડા, પેશાબ અથવા ઉલટી ઉપર બેઠી હોય તેવી માખીઓ બેસે છે અને પરિણામે તે ખોરાક અથવા પાણીને કોલેરાના જંતુઓથી દુઃષિત કરે છે. જ્યારે જ્યારે કોલેરાનો ઉપદ્રવ વધી પડે છે ત્યારે ત્યારે માખોનો ઉપદ્રવ પણ સારી રીતે હોય છે.

ઉપર આપેલી વાતમા આપણે જોયુ કે મુંબઇથી ચેપ લઈ નીકળેલો પુરૂષ ત્રીજે ચોથે દિવસે કોલેરાથી પટકાઇ પડયો. કોલેરાનો ચેપ માણસના આતરડામા જવા પછી ત્રણ ચાર દિવસે દરદ લાગુ પડે છે. પેલો પુરૂષ તળાવ કાંઠે ઝાડે, પેસાબે ગયો અને ઉલટીઓ પણ કરી, પરિણામે તળાવનું પાણી દુઃષિત થયું અને આખા ગામને ચેપ લાગ્યો. પેલા મેડીકલ કોલેજમાં ભણતા યુવકની સમય સૂચકતા અને ડહાપણથી આ તળાવનું પાણી પીવાનું ગામે બંધ કર્યું એટલે દરદ ગામમાથી નાબુદ થયું.

કોલેરા ચાલતો હોય ત્યારે પાણીને ઉકાળી પીવું, અથવા જે કુવામાંથી આપણે પાણી પીતા હોઇએ તેને પોટાસ પરમાન્ગનસથી શુદ્ધ

કરવું. ગરમ ખોરાક સિવાય બીજો ખોરાક લેવો નહિં. જે ખોરાક ઉપર માખો બેઠી હોય તેવો ખોરાક તો ખાસ વર્જિત કરવો. અજીર્ણ ન થાય તેને માટે ખાસ સંભાળ રાખવી, કારણકે જંતુઓને વૃદ્ધિ થવા માટે અનુકુળ ક્ષેત્ર મળે તો, આંતરડામાં જંતુઓ કોલેરા પેદા કરે; અને અજીર્ણ થવાથી અનુકુળ ક્ષેત્ર તૈયાર થાય છે; માટે પચવામા મુશ્કેલ પડે એવા પદાર્થો ખાવા નહિં. આજ કારણથી કોલેરાનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે આરોગ્ય ખાતા વાળાઓ નાત જમણ ઇત્યાદિ ઘણા માણસો મળીને ભારે ખોરાક ખાય તેવા જમણ બંધ કરાવે છે.

## ન્યુમોનીયાની વાત.

પુનાના ખેતરમા ઘઉં બહુ સારા પાકયા હતા. આખા કુટુંબને ઘઉંના પોંક ખાવાની અને પુનાને વાણીયાના કરજમાથી છુટવાની મોટી આશા હતી. ઘઉં તો સારા પાકેલા પણ સીમમા સુવરોનો ત્રાસ બહુ; જો રાત્રે કોઇ ચોકીદાર અને સુવરોને હાકનાર ન હોય તો ઉભેલા પાકને પારાવાર નુકશાન થાય. પાકને નુકશાન થાય તો બધી આશા ધુળમા મળે; એટલે કોઇ પણ રીતે પાકનો બચાવ તો કરવો જ જોઇએ. ચઉનો વખત એટલે ભગ ભિયાણો ટાઢ તો એવી વાય કે જંગલમા કોઈ માણસ રહી જાય તો ઠુંઠવાઇજ જાય. આવી ઠંડી હોવા છતા પુનાને ખેતરમા ચોકી કરવા જવા સિવાય છુટકો નહોતો. ભાદરવા આસોમાં તાવ આવેલો અને તેને લીધે પુનાનું શરીર નબળું ના હતું. તે છતાએ ખેતરે "વાળુપ" કરવા જવું જ પડે. પુનો રાત્રે ઘેરથી નીકળ્યો અને ખેતરે પહોંચ્યો. આખી રાત સુવરોને હાકયા. ગરીબ ખેડુતને કપડાની અને તેમાં પણ ગરમ કપડાની તો મગદૂર કયાથી હોય! એટલે કાટે તુટે સુગડે આખી

રાત ઠંડીમાં ફર્યો. સવારે ઉઠી ઘેર ગયો. ત્રીજે દિવસે સખ્ત તાવ ચડ્યો, છાતીમાં શળ નીકળવા માંડી, શ્વાસ લેવામાં અડચણ જણાવા માંડી. ઘરમાં ડોસીમા હતા તેણે કહ્યું કે શરદી લાગી છે, છાતી ઉપર શેક કરો, થોડું સુંઠેલું (સુંઠનો ભૂકો અને ગોળ મેળવી બનાવેલું) ખાઓ તો ઠીક થઇ જશે. તે પ્રમાણે કર્યું. બીજે દિવસે બળખામાં લોહી જોવામાં આવ્યું. લોહી જોતાં તો સહુને ગભરામણ થઇ. ગામમાં જેવો તેવો ડાક્ટર હતો તેને તેડી આવ્યા. ડાક્ટરે ભૂંગળી મૂકી પુનાને તપાસ્યો અને કહ્યું કે ન્યુમોનીયા છે. સાતમે દિવસ તાવ ઉતરશે ત્યાં સુધી દરદીને ખાટલામાં સુવાડી રાખો. અળસીનો લોટ મળે તો તેની પોટીસ બનાવી છાતી ઉપર લગાડો. તે ન મળે તો બાજરાની ભુને (બાજરાના કણસાલામાંથી જે દાણા સહિત નીકળે છે તેમાંથી દાણો કહાડી લીધા પછી જે રહે તે) ઉકાળી તેને કામળીમાં લપેટી તેનો સેક કરો. ખોરાકમા દૂધ સિવાય બીજું આપશો નહિં. દરદીને ઉઠબેસ કરવા દેશો નહિં. દિવસમા બારી બારણા ખુલ્લાં રાખી દરદીને જેમ બને તેમ વધારે ખુલ્લી હવા લેવા દ્યો. ઓરડીમાં એકાદ માણસ સિવાય વધારે લોકોએ ભરાઇ બેસવું નહિં. ઓરડીમાં સગડી રાખશો નહિં અને હુ દવા આપું છું ને નિયમીત ત્રણ વખત આપજો. ચોથે દિવસે પુનાને થોડો થોડો સન્નિપાત શરૂ થયો. બેક દિવસ તો સ્થીતિ ભયંકર રહી પણ બરોબર તાવ આવવાને સાતમે દિવસે એકદમ પસીનો થયો અને તાવ જે તપતો હતો તેને બદલે શરીર ઠંડુ પડવા માડયુ. પુનાના ઘરમા બધા ગભરાયા. ડોસીમા ડાહ્યા હતા તેણે કહ્યું કે ગભરાવાથી કઇ ફાયદો નથી. ભગવાનનું નામ લ્યો. થોડી સુંઠ વાટી લાવો અને ગામમાંથી બે પૈસાના દાળીયા (ચણા) લાવો. તેને ખાંડી ભુકો કરો અને સુંઠના ભુકા સાથે મેળવો; અને પછી પુનાના શરીર ઉપર જોરથી ઘસો. ધનપાળ શેઠને ત્યાં જઇ જરા કસ્તુરી મળે તો લઇ આવો અને દુધમા મેળવી પાઇ દ્યો. ડોસીમાના કહેવા પ્રમાણે બધુએ કરવામા આવ્યું.

ચાર કલાક પછી પુનાના શરીરમાં ગરમી વળી. સન્નિપાત બંધ થઈ ગયો, તાવ ઉતરી ગયો, શ્વાસોશ્વાસ કંઇક સહેલાઇથી લેવાવા માંડયો-અને સારી રીતે ઉંઘ આવી ગઈ. છએક કલાકે જ્યારે પુનો ઉઠયો ત્યારે ખાવાને માગ્યું. કોઇએ કહ્યું કે બુંદના દાણા શેકી તેને વાટી ભુકો કરી કાવો કરી પાઓ. તે પ્રમાણે કર્યું. પાચ છ દિવસ દૂધ ઉપરજ રાખ્યો અને પછી થોડું થોડું અનાજ આપવા માંડયું. એક અઠવાડીયામાં પુનાને આરામ થઇ ગયો.

સાર— ન્યુમોનીઆ ઘણેભાગે શરદી લાગવાથી થાય છે; તેમાં પણ જ્યારે શરીર કોઈ પણ કારણથી નબળું પડયું હોય ત્યારે શરદી વધારે ખરાબ અસર જલદી કરે છે. જે લોકોને ખાંસી હોય અથવા બીજા કોઇ રોગથી ફેફસાં નબળાં હોય તેને સાધારણ શરદી પણ વધારે નુકસાન કરે છે.

ન્યુમોનીઆના ઉપચારની બાબતમાં બે મત છે. ડાકટરોનો એક વર્ગ એવો છે કે જે લોકો માને છે કે ન્યુમોનીઆ એક જાતનો મુદતી તાવ છે. જો એકજ ફેફસું પકડાયુ હોય તો ઘણે ભાગે છઠે અથવા સાતમે દિવસ તાવ ઉતરી જાય છે અને પછી દરદી હળવે હળવે સારો થઇ જાય છે; આ પ્રમાણે સ્થીતી હોવાથી ઉપચાર કરો ન કરો એ સરખુંજ છે. બીજો વર્ગ એમ માને છે કે ઉપચાર કરવાથી દરદની સાત દિવસની મુદત ટુંકી કરી શકાય છે. અને દરદનો ભય કમી કરી શકાય છે. અમારા મત પ્રમાણે જ્યાં કોઇ અનુભવી વૈદ્ય ડાકટર મળે ત્યાં તેની સલાહ પ્રમાણે ઉપચાર કરવા. જો તેવો અનુભવી માણસ ન હોય તો કુદરત ઉપર છોડી દેવાથી ઓછું નુકસાન થાય છે.

ઉપચારમા મુખ્યત્વે કરી શેક, પોટીસ, એંટીફ્લોઝીસ્ટીન લગાડવું, વિગેરેનો સમાવેશ થાય છે. જો દરદીનું હૃદય નબળું પડે તો તેને સતેજ કરનારી દવાઓથી ઘણા દરદીઓ બચી જાય છે.

# સીળી–માતા.

ઇ. સ. ૧૯૩૨ ની સાલમાં મુંબઇમાં સીળીનો ઉપદ્રવ બહુ જોસભેર ચાલતો હતો. દરરોજ સંખ્યાબંધ લોકો આ દરદથી પટકાઈ પડતા હતા. હેલ્થ ઓફીસર (તંદુરસ્તી ખાતાના ઉપરી) જાહેર પ્રજાને અનેક રીતે સમજાવતા હતા કે જેણે સીળી ન કઢાવી હોય તેણે કઢાવી લેવી. કઢાવી હોય તેણે ફરી કઢાવી લેવી. ઘણે ભાગે કેળવાયલો વર્ગ આ સુચનાનો પુરતો અમલ કરતો હતો. કેટલાક લોકો વહેમને લીધે કે આળસને લીધે પોતાના કુટુંબીઓને બિલકુલ સીળી કઢાવતા નહોતા. શીવજી શેઠ આ વર્ગ માહેલા હતા. પોતાના માળામાં રહેતા હતા. કુટુંબ મોટું હતું, ઘરમાં એકંદર છએક બચ્ચાંઓ હતા. પોતે પૈસે સારી રીતે સુખી હતા અને સાધારણ કેળવણી પણ લીધેલી પણ સ્ત્રી વર્ગ તદન અજ્ઞાન અને હઠીલો હતો. આ કારણથી એકે બચ્ચાંને શીળી કઢાવેલી નહિં. શીવજી શેઠના માળાની આજુ-બાજુના રહીશો પૈકી ઘણા છોકરા છોકરીઓ તેમજ મોટા સ્ત્રીપુરૂષોને માતા નીકળ્યા. હવે શીવજી શેઠ જરા ગભરાયા; એટલે કોઇ મિત્ર ડાકટરની સલાહ લીધી. તેણે સલાહ આપી કે તમારો માળો મૂકી સાતાક્રઝને બંગલે રહેવા જાઓ અને ઘરમાં નાના મોટા બધાને સીળી કઢાથી લ્યો. બચ્ચાંઓને તો ખાસ કરી સીળી કઢાવી લ્યો. એમાં જેટલી ઢીલ થશે તેને માટે કદાચ પસ્તાવો કરવાનો વખત આવે. "હા એમ કરવા જેવું તો છે પણ બૈરાઓ માને ત્યારેને" એવો નિર્માલ્ય જવાબ આપી શેઠ ઘેર સીધાવ્યા. ઘરમા વાત કરી તો ત્યાથી ટેકો મળવાને બદલે ધક્કો મળ્યો; એટલે બચ્ચાઓને સીળી કટા-વવાની વાત ફરી ખોરંબે પડી. આ વાત બની તેને ત્રીજે દિવસે મોટા છોકરાને તાવ આવ્યો અને તાવ આવવાને બીજે દિવસે તો શરીર રાતું થયું. ત્રીજે દિવસે સીળીએ ખૂબ જોરમાં દેખાવ દીધો. ચોથે દિવસે બન્ને આંખોમાં સીળીના કણ જોવામા આવ્યા. સ્ત્રી વર્ગમાંથી

હુકમ થયો કે માતાજી વરસ્યા હોય ત્યાં દવા થાય નહિ. શીવજી શેઠની એક બાળકીને એજ પ્રમાણે આગળ દેશમાં શીળા નીકળેલી અને આંખમાં ફુલું પડેલું. છેવટે તે આંખ કઢાવી નાંખ્યે છુટકો થયો. આ વખતે શેઠે થોડી હિંમત બતાવી અને આંખના એક અનુભવી ડાક્ટરને તેડી આવ્યા. યોગ્ય ઉપચાર કરવાથી આઠેક દિવસે આંખ સારૂ થઇ ગઇ.

આંખના ડાક્ટર જોવા આવ્યા ત્યારે બીજા બચ્ચાંઓ દરદીના ખાટલા ઉપર બેસતા હતા, જેઇએ તેટલા સંસર્ગમાં આવતા હતા. આ બધુ જોઈ આંખના ડાક્ટરે સલાહ આપી કે બાકીના છોકરાઓને ફલાક બીજે ગયળે મોકલી આપો અને શીળી કઢાવી લ્યો. શીળી કઢાવવાની વાત તો સ્ત્રીઓની મીટીંગમાં પાસ થઇ નહિ; કારણમા એમ કહેવામાં આવ્યું કે ઘરમા માતાજીનો વાસ હોય ત્યારે જો શીળી કઢાવીએ તો સાથે " માતાજી વરસી " આવે. છેવટે એકે બચ્ચાને શીળી કઢાવી નહિ. પંદર દિવસની અંદર તો એકાએક બચ્ચાને " માતાજી વરસી " ચુકયા. નાનામા નાનો ૭ મહિનાનો હતો તેને પણ માતા નીકળ્યા. પ્રભુ કૃપાએ બધા દરદીઓ સારા થયા અને કોઈને કંઈ ખોડખાપણ રહી નહિ.

મંદિરેજ જાય છે. તે ઉપરથી એમ અટકળ થઇ શકે છે કે શીતળાના રોગની કોઈ ખાસ દેવીજ શ્રદ્ધાળુ અને વહેમી લોકોએ કલ્પી લીધેલી છે. અમારી દઢ માન્યતા છે કે શીતળાના રોગ સાથે કોઇપણ દેવીને આડો કે સીધો સંબધ નથી. જેમ બીજાં ચેપી રોગો છે તેવું આ પણ એક ચેપી દરદ છે અને દરદીના સંસર્ગથી તેમજ દુઃષિત હવાથી થાય છે. સ્વચ્છતા હોય ત્યાં ઓછું થાય છે. ગંદકીવાળા હવા ઉજાસ વગરના ઘરોમાં રહેતા લોકોને વિશેષ નડે છે. સ્થીતિને લીધે ગરીબોને વધારે પ્રમાણમાં થાય છે. શીતળા કઢાવવાથી દરદ થતું અટકે છે. જો શીતળા બરાબર કાઢવામાં ન આવ્યા હોય, અથવા ચેપ ( સીળી કાઢવામાં વપરાતી રસી ) નબળો કે બગડેલો હોય, અથવા કાઢનારની બેદરકારી, અજ્ઞાનતા કે અનઆવડતને લીધે ક્રિયા અપૂર્ણ થઈ હોય તો સીળી કઢાવવા છતાં દરદ થાય છે. સીળી બરાબર કઢાવેલી હોય તો ઘણે ભાગે દરદ થતુંજ નથી અને થાય છે તો એટલું હળવું થાય છે કે દરદીને બિછાનામા સુઇ રહેલું પણ પડતું નથી. સીળી કઢાવવા માટે ખાસ નિયમ એ રાખવામા આવ્યો છે કે બાળક ૭ માસનું થાય ત્યારે એક વખત સીળી કઢાવી લેવી જોઈએ, ૭ વર્ષનું થાય ત્યારે બીજી વખત સીળી કઢાવવી, અને સોળ વર્ષનું થાય ત્યારે ત્રીજી વખત સીળી કઢાવવી જોઈએ. અંગ્રેજ લોકો તો જ્યારે જ્યારે સીળીનો ઉપદ્રવ શરૂ થાય ત્યારે ત્યારે માતા કઢાવી લે છે.

સીળી અથવા માતાનો ઉપદ્રવ ગામમા જ્યારે ચાલુ થાય ત્યારે નાના મોટા બધા માણસોએ માતા કઢાવી લેવી જોઈએ. ચાલીસ વર્ષની નીચેની વયના માણસોએ જરૂર કઢાવવી જોઈએ. ઘરના બારી બારણા ખુલ્લાં રાખી વિશેષ હવા અને ઉજાસનો આવજાવ થાય એમ ગોઠવણ રાખવી જોઇએ. શારીરિક સ્વચ્છતા અને ઘરમા સફાઈ રાખવી એ પણ સીળીના હુમલામાંથી બચાવના સબળ સાધનો છે.

જો કમભાગ્યે કોઈને સીળી નીકળે તો તેને એક અલાયદા ઓરડામાં રાખવો. જેટલી બને તેટલી વિશેષ સ્વચ્છતા રાખવી.

પહેલા એક દિવસ સુધી સાધારણ તાવ ઉતરવાની દવા આપવામાં હરકત નથી, પણ ઘણે ભાગે તેવી દવાથી તાવ ઉતરતો નથી. દરદ બહુ જોરમાં હોય અને દરદને લીધે દરદીને કંઈ પીડા અથવા બીજો ઉપદ્રવ જણાય તો અનુભવી વૈદ્ય ડાક્ટરની દવા કરવામાં જરા પણ અડચણ નથી. સીળીના ઘણા દરદીઓમાં આંખની અંદર ચાંદા અથવા વાકૂલાં પડી આવે છે. આ સ્થીતિ જોવામાં આવે તો સારામાં સારા, મળી શકતા નેત્રવૈદ્યની સલાહ લઇ યોગ્ય ઉપચાર કરવા. સીળીના દરદમાં આંખને જે નુકશાન થાય છે તે એટલું બધું ગંભીર હોય છે કે પાછળથી તેનો ઇલાજ કરવો બહુ મુસ્કેલ થઈ પડે છે, અને ઘણી વખત સારામાં સારા ઇલાજ કરવા છતાં પણ જોઇએ તેવો ફાયદો થતો નથી. ઈલાજ કરવાનો ખરેખરો વખત આંખમાં સહેજ પણ વ્યાધિ જોવામાં આવે ત્યારે છે. જો શરૂઆતથીજ યોગ્ય ઉપચાર કરવામાં આવે તો આંખને સહજ પણ નુકશાન થતું નથી અને આંખ બરોબર તંદુરસ્ત થઈ જાય છે. જો વખતસર ઉપાયો ન કરવામાં આવે તો દરદીને જન્મભર આંખની ખોડ રહી જાય એવી સ્થીતિ પેદા થાય છે. જો શરૂઆતમાં યોગ્ય ઇલાજ ન થયા હોય અને આંખ બગડી હોય તોપણ જેમ બને તેમ જલદી ઇલાજ કરવાથી વિશેષ નુકશાન થતું અટકાવી શકાય છે. ઘણા વહેમી લોકોને એમ કહેતા સાભળ્યા છે કે સીળી અથવા માતાને લીધે આંખને જે નુકશાન થાય છે તેને માટે તો ઇલાજ હોયજ નહિ. આ માન્યતા બિલકુલ ભુલ ભરેલી છે. યોગ્ય ઉપચારો જો વેળાસર કરવામાં આવે તો ઘણી આંખો સુધરી શકે છે.

ઓરી, અછબડા, નુરબીબી વિગેરે દરદો સીળીને ઘણે ભાગે મળતા હોય છે. સીળીની શરૂઆતમા તાવ વધારે જોરથી આવે છે. ઓરીમાં તાવની સાથે સરદીના ચિન્હો વિશેષ પ્રમાણમાં હોય છે. દરદને અટકાવવાના ઇલાજો પૈકી સીળી કઢાવવાની જરૂર માત્ર માતાના દરદને અટકાવવા માટેજ હોય છે. ઓરીને અટકાવવા માટે

હજી કોઈ રસી શોધી કહાડવામાં આવી નથી. અછબડા, નૂરબીબી વિગેરે દરદો તો એટલા હલકા રૂપમાં થાય છે કે તેની બહુ દરકાર લોકો કરતા નથી. એ ત્રણ દિવસ રહી પોતાની મેળે શમી જાય છે.

## રતવા ( Erysipelas ) ની વાત.

ગડબડદાસ એક મોટી ધર્માચાર્યની ગાદીના મંહત હતા. તેમના કબજામાં ગામ ગરાસ સારા હતા. એ ગાદીના અધિકારીઓ બ્રહ્મચારી કહેવાતા, પણ તે માત્ર કહેવા પુરતાજ. તેમની રહેણીકરણી એટલી હદ સુધી ભ્રષ્ટ હતી કે તેની વાત કરતા પણ પાપ લાગે. ગડબડદાસ આ બાબતમા અપવાદ રૂપ ન હતા. તેઓ કહેવાતા બ્રહ્મચારી પણ આચરણમા તદન ભ્રષ્ટ હતા. ભગવાનની સેવા કરવાનો તેમનો ખાસ ધર્મ હતો પણ સેવા તો ભાડુતી નોકરોજ કરતા. પોતે તો માંસ મદિરાના ખાનપાનમા મશગુલ રહેતા અને વિષય એ તેમનો રાત્રિ દિવસનો વ્યવસાય હતો. આવી જાતની જીંદગી ગાળતા હોવાથી ઉપદંશ અને પછી વિસ્ફોટક, પ્રમેહ ઈત્યાદિ દરદો તેમને થઈ ગયલા. આ બધા રોગોને લીધે તેમજ વિષયી જીંદગી અને દારૂના વ્યસનને લીધે શરીરનું લોહી સ્વચ્છ અને આરોગ્ય રહ્યું નહોતું. એક દિવસ રાત્રે કપાળ ઉપર કંઇક જીવજંતુ કરડયો. બીજે દિવસે થોડો સોજો આવ્યો, ત્રીજે દિવસે સોજો વધ્યો અને તાવ પણ જોરથી આવ્યો. આંખમાં પોપચાઓમા સોજો એટલો હતો કે આખ ઉઘડી શકતી નહોતી. તાવની અસર મગજમા થઈ અને અર્ધી બેશુદ્ધિ થવા માંડી. સોજાવાળો ભાગ લાલચોળ થયો. સોજો આજે હોય તે જગ્યાએથી આગળ વધતો જાય. આમ સ્થીતિ જ્યારે ગંભીર બની એટલે કોઈ સારા ડાકટરને બોલાવવામાં આવ્યો. ડાકટરે તપાસી કેસ ગંભીર હોવા જણાવ્યું. સૌથી પહેલો ઇલાજ એ કરવા-

માં આવ્યો કે સોજાની કિનારી ઉપર શસ્ત્રવડે નાના નાના છેદ મૂકવામાં આવ્યા; અને તેના ઉપર ઇકથીઓલ અને ગ્લીસરીન મેળવી લગાડવામાં આવ્યું. રતવાની ખાસ રસી આવે છે તે પુરતા પ્રમાણમાં પીચકારીથી દાખલ કરવામાં આવી; અને રેચક, રક્તશુદ્ધિ કરનારા અને સ્વેદલ ઔષધો પીવા માટે આપવામાં આવ્યા. એક દિવસ તો સ્થીતિ એવીને એવી ભયંકર રહી પણ બીજે દિવસે દરદીની સ્થીતિમાં સુધારો જોવામાં આવ્યો અને પછી આસ્તે આસ્તે સુધારો થતો ગયો. દશેક દિવસે તદ્દન આરામ થઈ ગયો પણ જે ભાગમાં સોજો આવ્યો હતો તે ભાગ ઉપરથી ચામડીની છાલ ઉતરી ગઇ.

સાર—રતવા ચામડીમાં કોઈ દુઃષિત દંખ અથવા છેદ થવાથી થાય છે. તેમાં પણ જ્યારે અનેક કારણોથી શરીરની શક્તિ ઓછી થાય છે અથવા ઉપદંશ જેવા વ્યાધિથી રક્ત અશુદ્ધ બને છે અથવા દારૂ, અફીણ જેવા માદક પદાર્થોની અસરથી લોહી ઝેરી બની જાય છે ત્યારે સાધારણ મચ્છરના કરડવાથી કે સહજ જખમ થવાથી રતવાના જંતુઓ લોહીમા દાખલ થઇ વિક્રિયા કરે છે. જો એજ ચેપ સ્વચ્છ લોહીમા અને શક્તિવાન શરીરમા દાખલ થયુ હોય તો શરીરમાં રહેલા રક્ષક તત્વો એ ચેપને નિર્માલ્ય બનાવી દે છે અને પરિણામે કોઈ જાતનો રોગ થતો નથી; પણ એજ ચેપ જો શરીર અશક્ત હોય અથવા લોહી દુઃષિત હોય તો રતવાનું સ્વરૂપ પકડે છે. ચામડીમાં દાખલ થયલો ચેપ જો બહુ ઉગ્ર હોય અથવા શરીરના રક્ષક તત્વો નબળા હોય તો કેટલીક વખત લોહીમા ઝેર મળી જાય છે અને Septicaemia અથવા લોહીમા ઝેર ચડી જઇ મૃત્યુ થાય છે.



# મોટી ઉધરસની વાત. ( Whooping Cough )



ધનપાળ શેઠનું કુટુંબ બહુ મોટું હતું. ગામમાં આબરૂદાર અને પાંચ પૈસે સુખી કુટુંબ ગણાતું. સગાંવહાલા પણ બહુ ઘણા એટલે ઘેર મેમાન ન હોય એવું તો ભાગ્યેજ બને. એક વખત વીસેક કોશ ઉપરના ગામમાં રહેતા એક સગાના દીકરાને માતાજીની માનતા ઉતારવાની હોવાથી પોતાના બચ્ચાં છોકરાઓ સાથે ધનપાળ શેઠ જે ગામમાં રહેતા હતા તે ગામમાંથી થઈ માતાજીની જગાએ જવાના હતા. ધનપાળ શેઠને આ ખબર પડવાથી આગ્રહપૂર્વક બધાને પોતાને ત્યાં તેડી આવ્યા અને સારી રીતે આગતાસ્વાગતા કરી. એક દિવસ પોતાને ત્યાં રાખ્યા. રાજપાળ શેઠ (મેમાનનું નામ) ના એક છોકરાને મોટી ઉધરસ થઇ હતી અને તેથી બહુ હેરાન હતો. આખા દિવસમાં વીસેક વખત બહુજ જોરથી ઉધરસ આવતી; પાએક કલાક ચાલી પછી ઉલટી થતી ત્યારેજ કંઇક આરામ મળતો. મોટી ઉધરસની કંઈ દવા થાય નહિ એટલે રાજપાળ શેઠ કંઇ દવા કરતા નહોતા. બીજે દિવસે મેમાનો રવાને થયા.

આ વાતને પાંચ દિવસ નીકળી ગયા. રાજપાળ શેઠના આવી જવાની વાત લગભગ વિસારે પડી. છઠે દિવસે ધનપાળ શેઠના એક ૭ વર્ષના દીકરાને સહેજ ખાસી આવવા માંડી. સહજ સરદીથી હશે એમ સમજી સાધારણ ઉપાયો કર્યા. એકાદ અઠવાડીયું ખાસીને થયું પણ મટે નહિ, એટલુંજ નહિ પણ ખાંસીનું જોર દિન પર દિન વધવા માડયું. હવે તો ખાસી આવે ત્યારે ઉલટી પણ થતી. જ્યારે ખાંસી ન હોય ત્યારે છોકરો ખાય પીએ, રમે, હરે ફરે. ખાસી આવવાની હોય ત્યારે જાણે આગળથી કંઇ ખબર પડતી હોય એ પ્રમાણે પોતાની માતા પાસે દોડી જાય અને માતાને વળગી પડે. માતા પાસે પહોચતાંજ ખાંસી શરૂ થાય અને પછી એટલા જોરથી આવે કે

શ્વાસ રૂંધાઈ જતું લાગે. મોટાનો રંગ લાલ અને કવચિત આસમાની રંગનો થઇ જાય. આંખોના ડોળા જાણે બહાર નીકળી આવશે એટલે દરજ્જે મોટા થઇ જાય. ઘણી વખત તો ઉલટી પણ થઈ જાય. આ પ્રમાણે દિવસમાં વીસ પચીસ વખત ખાંસીના હુમલા આવે. ધનપાળ શેઠને ત્યાં એક વૃદ્ધ ડોસી આવતી તે ગામમાં છોકરાઓની દવામાં હુશિયાર ગણાતી. તેણે કહ્યું કે મોટી ઉધરસ છે, તેની દવા થાય નહિ, ગામને પ્રદક્ષિણા કરો, આપણા ગામનો રાજા છે તેની પાસેથી દોરો કરાવી બાંધો, એવા એવા ટુચકા કરો એટલે મટી જશે.

એક દિવસ ઉધરસ એટલા જોસમાં આવી કે છોકરો બેશુદ્ધ થઇ ગયો. જ્યારે આંખ ઉઘાડી ત્યારે એક આંખ લાલચોળ થઇ ગઇ. જાણે આંખમાંથી લોહી હમણાજ વહેવા માંડશે એવું દેખાવા માડયું. આ જોઇ ઘરના બધા માણસો ગભરાયા; એટલે ગામમાં એક હુશિયાર ડાક્ટર હતો તેને બોલાવ્યો. ડાક્ટરે આવી કેસને તપાસ્યો; મોટી ઉધરસ અથવા જેને કુકડીયા ખાંસી કહે છે તેજ દરદ છે એમ નિદાન કર્યું. ઉધરસના જોરથી આખના નેત્ર શ્લેષ્માવરણની નીચે લોહીની એક ઝીણી નસ તુટવાથી લોહી વહ્યું છે અને તેને લીધે આખમાં રતાશ થઇ છે અને આઠ પંદર દિવસે પોતાની મેળે મટી જશે એમ આશ્વાસન આપ્યું અને મોટી ઉધરસની દવા થઇ શકે અને દવાથી દરદનું જોર ઘણું ઓછું કરી શકાય એમ ખાત્રી આપી.

ડાક્ટર જરા વધારે ચાયત વાળો હતો એટલે ગામમાં બીજા કોઈ ઘરમાં મોટી ઉધરસ નથી અને ધનપાળ શેઠના છોકરાને કેમ આ દરદ થયુ તેની તપાસ કરવા માંડી. "છોકરો ક્યાય બહાર ગામ ગયેલો ?" જવાબ મળ્યો કે ક્યાંય પણ ગયો નથી. "ત્યારે તમારે ત્યાં કોઇ બહાર ગામના મહેમાન આવેલા ? તેમાંથી કોઇના છોકરાને આવી જાતની ખાંસી હતી ?" આ પ્રશ્ન પુકાવાથી રાજપાળ શેઠના કુટુંબનું આવવું, તેના એક છોકરાને આ પ્રમાણે ખાંસી આવવી, તેને પણ મોટી ઉધરસ હતી, તેનો ચેપ આ છોકરાને

લાગ્યો, એ બધી બાબતો ધનપાળ શેઠને સ્પષ્ટ સમજાઇ. ડૉક્ટરે સલાહ આપી કે ઘરમાં રહેતા બીજાં છોકરાઓને ક્યાંક બીજે ગામ મોકલાવી આપો અથવા ઉધરસ થઇ છે તે છોકરાંને હવાફેર માટે મોકલો. આ સલાહ ધનપાળ શેઠના ધર્મપત્નીને ગળે ઉતરી નહિં. ચાર દિવસ રહી બીજા છોકરાને ખાંસી શરૂ થઈ, બીજા ૭ દિવસ પછી ત્રીજા છોકરાને થઇ, એમ કરતાં બધા છોકરાઓને મોટી ઉધરસ શરૂ થઇ ગઈ. ઇશ્વર કૃપાએ બીજાં બધાં છોકરાઓ પાંચ ૭ અઠવાડીયા પછી ખાંસીમાંથી મુક્ત થયાં. એક નાનો ૭ મહિનાનો હતો તેને ખાંસી થયા પછી દશમે દિવસે આંચકી શરૂ થઇ અને તેમાં બિચારા બચ્ચાનું મૃત્યુ થયું.

સાર—મોટી ઉધરસ, કુકડીઆ ખાંસી, ઇત્યાદિ નામોથી ઓળખાતી ઉધરસ એક જાતનો ચેપી દરદ છે, બહુજ ચેપી છે. મોટી ઉધરસ થઈ હોય તેવા બાળકની સાથે એકજ ઓરડામા એકજ રાત્રિ બીજું બાળક સુતેલું હોય તો તેને એકજ રાતમાં ચેપ લાગી જાય છે અને તેને દરદ થાય છે. ઉપર કહ્યું તે પ્રમાણે રાજપાળ શેઠનો છોકરો જેને ખાસી થઇ હતી તે માત્ર એકજ દિવસ ધનપાળ શેઠના ઘરમા રહ્યો. પરિણામે ધનપાળ શેઠના બધાં બચ્ચાઓને આ દરદ થયું. આ દરદનું ચેપ કપડાઓમા ચોંટી રહે છે, હવામા પ્રસરી જાય છે અને બીછાનામા સુવાથી બચ્ચાને લાગુ પડે છે. વીસેક વર્ષની અવસ્થા પછી બહુ જ ઓછું થાય છે. દશ વર્ષની અંદરના બચ્ચાઓને વિશેષ લાગવાનો સંભવ રહે છે. એ કેટલુ ચેપી છે તે નીચે આપેલા દાખલાથી જરૂર સમજાશે.

વિલાયતમાં એક ડાકટર હતા. તેનો ભાઇ ડાકટર જે ગામમા રહેતા તે ગામથી પચીસેક ગાઉ દૂરના ગામમા રહેતો હતો. એક દિવસ ડાકટરની બૈરી પોતાના દીએરના કુટુંબને મળવા ગઇ. ત્યાં દીએરના છોકરાઓ તેને ખૂબ વહાલથી મળ્યા, ભેટયા, અને વળગ્યા. આ બચ્ચાઓમાંથી એકને મોટી ઉધરસ થઈ છે એમ ડાકટરની

ઐરીને માલૂમ પડ્યું; એટલે ઘેર આવી બધાં કપડાં જુદા રૂમમાં કહાડી તેને સાફ કરાવ્યાં, પોતે બીજાં નવાં કપડાં પહેર્યાં. માતા બહારથી આવી એટલે ડાકટરનું એક બાળક માતાને આવી ચોંટ્યું. તરતજ માતાએ દૂર કર્યો પણ પાંચ દિવસ રહી આ બાળકને મોટો ઉધરસ શરૂ થઈ.

મોટી ઉધરસમા દવા ન થાય એ ખ્યાલ ખોટો છે. યોગ્ય ઉપચાર કરવાથી દરદનું જોર ઘણું હળવું પડે છે. દરદ ચારથી પાંચ અઠવાડીયા ચાલી પછી હટવા માંડે છે અને પછી આસ્તે આસ્તે મટી જાય છે.

વહેમી લોકો ઘણા દેવ, દેવતાઓ, માતા, ભૈરવ, પીર, ફકીરોની માનતાઓ કરે છે. દોરા, ધાગાઓ કરાવે છે, દરદને મંત્રાવે છે, ઇત્યાદિ ઇત્યાદિ નકામા ઈલાજો કરાવે છે. ખરી રીતે આ બધાં ઈલાજો ફોકટના છે. દરદનું જોર તેનો વખત નીકળી જતાં પોતાની મેળે હળવું પડે છે. જ્યારે દરદ હળવું પડવાનો વખત થયો હોય તેવે વખતે જો આવી જાતના ઈલાજો પૈકી કોઇ ઇલાજ કરવામાં આવ્યો હોય તો અંધ શ્રધાળુ લોકોને તે ઇલાજમા વિશ્વાસ બેસે છે.

દવા કરવાથી કોઇ જાતનું નુકશાન નથી, પણ ફાયદોજ છે. ઘણી વખત દવાથી દરદને કાબુમા રાખી શકાય છે અને દરદીના જીવને જોખમ થતુ નથી. માટે કુશળ વૈદ્ય કે ડાકટરની દવા કરતાં સંકોચ કરવો નહિ. દરદીને પૌષ્ટિક ખોરાક આપવો. દુધ આપવામાં કંઇ પણ અડચણ નથી. દરદીને ઉલટી થઇ જાય છે એટલે ખોરાક વધારે વખત આપવો. દરદીને જેમ બને તેમ ખુલ્લી હવામાં વધારે વખત ફરવા દેવો. ગામને પ્રદક્ષિણા કરાવવામાં આવીજ જાતનો કંઈ હેતુ હોવો જોઇએ અને ઘણી વખત આ ઇલાજ કે ચુટકાથી ફાયદો થાય છે.

---

# પ્લેગની વાત.

ઇ. સ. ૧૯૦૧ ની આ વાત છે. મુંબઇમાં અવારનવાર જુદા જુદા લતાઓમાં પ્લેગનો ઉપદ્રવ થઈ આવતો. તે પ્રમાણે માંડવી બંદરના એક માળામાં એક ઓરડામાં એક ઉંદર મરેલો જોવામાં આવ્યો. આ ઓરડીમાં એક ધણી ધણીઆણી રહે. ગૃહિણીએ મરેલો ઉંદર જોયો એટલે પુંછડી પકડી બહાર ગલીમાં ફેંકી દીધો અને પછી નળ નીચે જઇ ન્હાઇ આવી. સાંજે પતિ જ્યારે ઘેર આવ્યો ત્યારે ઉંદર મરવાની વાત કહી. પતિએ જે જગ્યાએથી ઉંદર મળી આવ્યો હતો ત્યાં ગ્યાસતેલ છાંટયુ. ઓરડીમાં ગંધકની ધુમાડી કરી. બે ત્રણ દિવસ થઇ જતાં આ વાત ભૂલાઇ ગઇ. ચોથે દિવસે ગૃહિણીને તાવ આવ્યો. તાવ સખ્ત હતો. માળામાં એક વૈદ્યકીય કોલેજમાં શીખતો વિદ્યાર્થી રહે. તેની પાસે વાત કરી. તેણે તાવ ઉતારવાની દવા આપી. તાવ ઉતર્યો નહિ અને ચાર દિવસ ઉપર ઉંદર મરેલો તે વાત તે વિદ્યાર્થીના ધ્યાનમાં હોતા તેને શક ગયો કે કદાચ તાવ પ્લેગનો હોય: તે પ્રમાણે તેણે તે બાઇના પતિને સુચના કરી અને કોઇ સારા ડાકટરને બતાવવા કહ્યું. બીજે દિવસે દરદીને સાથળમાં દુઃખાવો લાગ્યો અને નાની બદ જોવામા આવી. ત્રીજે દિવસે સન્નિપાત શરૂ થયો અને ચોથે દિવસે તો દરદી મરણ પામી.

પ્લેગના રોગથી બચવાનો એકજ ઉપાય તે વખતે લોકો જાણતા હતા, તે એ કે જે ઘરમા પ્લેગ થાય ત્યાથી નાસી છુટવું. તે પ્રમાણે માળામા રહેતા પાંચ છ કુટુંબ એ ઘર છોડી ગયા. આ પ્રમાણે ઘર છોડી જનાર કુટુંબમા એક યુવાન હતો. તે રોજ પોતાને ધંધે જાય ત્યારે ઘેર આંટો મારે. ત્યા થોડો વખત બેસી પાણી પીએ. એક દિવસે તેણે એક ઉંદર મરેલો જોયો, કંઇ દરકાર કર્યા વગર ઉંદરને પકડી નીચે ફેંકી દીધો. આ યુવાનને બીજે દિવસે બદ દેખાઇ

અને સન્નિપાત શરૂ થયો અને ચોથે દિવસે બિચારો કુટુંબીજનોને રોતાં કકળતાં મૂકી મરણ પામ્યો. ત્યાર પછી ઘર છોડી ગયલાઓ-માંથી કોઇને કંઇ થયું નહિ પણ જે લોકો સંયોગો અનુસાર કે પછી હદને લીધે ઘર છોડી ન શક્યા. તેમાંથી ત્રણ જણ પ્લેગથી મરણ પામ્યા. આમ થતાં બાકીના બધા મનુષ્યો એ ઘર છોડી ગયા. ૭ અઠવાડીયાં ખાલી રાખ્યા પછી બધા લોકો હળવે હળવે ફરી એ ઘરમાં રહેવા આવ્યા. પછી કોઇને કંઇ થયું નહિં.

**સાર:**—પ્લેગનું દરદ ચેપી છે. આ ચેપ ચાંચડ મારફત પ્રસરે છે. જે ઉંદર પ્લેગના દરદથી મરી ગયાં હોય તેના શરીર ઉપરના ચાંચડ ઉંદરનું શરીર ઠંડુ પડી ગયા પછી તે શરીરને છોડી ઘરમાં હરતા ફરતા માણસોના શરીર ઉપર ચડે છે અને ત્યાં કરડે છે. ઉંદરને આ ચાચડો કરડેલા હોવાથી ઉંદરના શરીરમાં રહેલું પ્લેગનું દૂષિત લોહી તેમના શરીરમાં હોય છે. જ્યારે માણસને કરડે છે ત્યારે પોતાના લોહીમાં રહેલા પ્લેગના જંતુઓ માણસના શરીરમાં દાખલ કરે છે. હવે પ્લેગના જંતુઓ માણસના શરીરમા દાખલ થયા પછી માણસના શરીરમાના લોહીમા રહેલા શ્વેત રજકણો અને પ્લેગના જંતુઓ વચ્ચે ખરેખર યુદ્ધ જામે છે. જો માણસનું શરીર મજબુત હોય, લોહી શુદ્ધ હોય અને શ્વેત રજકણો પ્રબળ હોય તો શરીરમા દાખલ થયલા પ્લેગના જંતુઓને હજમ કરી જાય છે અને તે માણસને ચાંચડ કરડેલા હોવા છતા પણ પ્લેગ થતો નથી. જો શરીર નબળું હોય, અથવા દેખીતી રીતે નબળું ન હોતાં કાંઇ પણ કારણથી લોહી અશુદ્ધ હોય અથવા શ્વેત કણોમાં પુરતી પ્રબળતા ન હોય તો તે માણસને પ્લેગનું દરદ લાગુ પડે છે, વળી જે લોકો ખુલ્લી હવામાં રહે છે, સફાઇ બરોબર જાળવે છે અને આહાર વ્યવહાર નિયમીત રાખે છે તેને દરદ લાગુ પડવાનો સંભવ ઓછો રહે છે. આ હકીકત લખી તે ગાંઠીઓ પ્લેગ કહેવાય છે, તેને માટે સમજવી.

એક બીજી જાતનો પ્લેગ થાય છે તેને ન્યુમોનીક પ્લેગ કહે છે.

આ દરદ પ્લેગના દરદીના શ્વાસ અને બળગમ મારફતે બીજા તંદુ-રસ્ત માણસને લાગુ પડે છે. આ દરદ ઘણુંજ ચેપી છે અને દરદી જે ઓરડામાં સુતો હોય તે ઓરડામાં સૂવાથી અથવા દરદીની સારવાર સુદ્ધાં કરવાથી ચોંટી જાય છે. આ દરદના દરદીઓ પૈકી બહુજ જુજ જ બચે છે. બાકીના મોટા પ્રમાણમાં મરણ પામે છે.

પ્લેગનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે તેમાંથી બચવાના બે રસ્તા છે. એક તો જે ગામમાં અથવા લત્તામાં પ્લેગનો ઉપદ્રવ હોય તે ગામ અથવા લત્તા છોડી બીજે ક્યાંક રહેવા જવું; અને જ્યારે છ અઠવાડીયા સુધી એકે કેસ ન થયો હોય ત્યારેજ તે લત્તામાં અથવા ગામમા ફરી રહેવા જવું.

બીજો ઇલાજ રસી મુકાવવાનો છે. રસી મુકાવવાથી લગભગ એક વર્ષ સુધી અભયદાન મળે છે. એક વર્ષ પછી જો ફરી પ્લેગનો ઉપદ્રવ થાય તો રસી બીજી વખત મુકાવવી પડે છે. રસી મુકાવવાથી એકાદ બે દિવસે થોડો તાવ આવે છે.

## ઉપદંશ ( Syphilis ), ચાંદી–ટાંકી.

ધર્મદાસ બહુજ સદાચારી અને સદ્‌ગુણી હતો. સવારે ઉઠી પાઠ પૂજા કરી, માબાપને વંદન કરી કોલેજમા જતો. ત્યા વિદ્યા-ભ્યાસમા પણ બહુજ હુંશિયાર ગણાતો. ખાવાપીવામાં, તેમજ સુવા-ઉઠવામા નિયમીત હોવાથી અને કસરત નિયમીત કરતો હોવાથી શરીર પણ એક પહેલવાન જેવું હતુ શરીરનો વર્ણ ઘઉંવર્ણો હતો.

ધર્મદાસને કોલેજમા એક દુર્મતિ નામના છોકરા સાથે દોસ્તી થઈ. ખરી રીતે દુ.ર્મતિ પોતેજ ધર્મદાસની દોસ્તી કરવા તજવીજ કરતો હતો. ધર્મદાસ ભલા સ્વભાવનો અને સૌને પોતાના જેવા ગણતો હોવાથી દુર્મતી સાથે દોસ્તીથી જોડાયો. દુર્મતિ દરેક વાતે પૂરો હતો.

મુંબઈ શહેરના અનીતિના ધામો તો તેના રોજની મુલાકાતના સ્થળ. પરિણામે તેનું શરીર નબળું, અને રંગે કાળાશ મારતું હતું. મનુષ્ય સ્વભાવ જ એવો છે કે દરેક માણસ બીજા માણસને પોતાના જેવો કરવા મથે છે. દારૂડીઓ દરેક જણને દારૂ પીતા હોવા ઇચ્છે છે. જુગારી આખી દુનિયાને જુગારી જોવા રાજી હોય છે. વિષય લંપટ પોતાનો પંથ જેમ બને તેમ વધારવાની તજવીજ કરે છે. દુર્મતિને પણ એવી મતી થઈ કે ધર્મદાસ જો પોતાના જેવો થાય તો ઠીક. ધર્મદાસ પૈસાદારનો દીકરો હોવાથી જો તે અનીતિને માર્ગે ચડે તો તેને પૈસે પોતાને મોજ માણવા મળે. આવા ઇરાદાથી તેણે ધર્મદાસ સાથે મિત્રાચારી વધારવા માંડી. પહેલાં તો તેણે વિષયની વાતોમાં ધર્મદાસને રસ લેતો કર્યો. ધર્મદાસ પણ યુવાન હોવાથી હળવે હળવે તેને એવી વાતો ગમવા લાગી. બીજા પગથીઆ તરીકે દુર્મતિએ ધર્મદાસને વારાંગનાઓના નાચ મુજરાની મહેફીલોમાં આવતો જતો કર્યો અને છેવટે ધર્મદાસ મતિભ્રષ્ટ બની વિષયી બન્યો. એક દિવસ ધર્મદાસ સવારે ઉઠ્યો ત્યારે પોતાની જનનેન્દ્રય પર એક નાની જેવી ચાંદી જોઇ. આ જોઇ તે ગભરાયો. સહજ હશે, મટી જશે એવી આશામાં બે ત્રણ દિવસ કહાડ્યા. ચાર પાંચ દિવસે ચાદી વધી અને તેની કિનારી કઠણ થવા લાગી. હવે તો સાથળમા દુઃખાવો થવા લાગ્યો અને દાબતાં ત્યાં કઠણ ગાંઠ જણાવા લાગી. આ ગાઠ દાબતાં તેમજ ચાલતાં દુઃખવા લાગી. હવે ધર્મદાસ ખરેખર વધારે ગભરાયો. દુર્મતિને વાત કરવા સિવાય તેનો બીજો રસ્તો રહ્યો નહિ. દુર્મતિ તેને પોતાના ઓળખીતા એક વેદ્યને ત્યાં લઇ ગયો. વેદ્યએ ત્રણસો રૂપીઆ આગળથી લીધા અને મલમપટી કરી આપી. રોજ નિત્ય મલમપટી કરાવતાં ચાંદી તો મટી. પણ

થઇ આવેલા. શરીરનો વર્ણ જે ઘઉં વર્ણો હતો તે કાળાશ મારતો થઇ ગયો. મોઢા ઉપર પણ આવા ચાઠાંઓ નીકળ્યા. હવે ધર્મદાસના પિતાનું ધ્યાન દીકરાના શરીર તરફ ગયું. આટલો બધો ફેરફાર કેમ થાય એજ તેને વિચાર થઇ પડયો. છેવટે એક સારા હુશિયાર ડાકટરની સલાહ લીધી. ડાકટરે આખું શરીર તપાસી લોહી તપાસવાની સલાહ આપી.લોહી તપાસનારા ડાકટરે લોહી તપાસી રીપોર્ટ આપ્યો કે લોહી *+++ દુઃષિત છે. ડાકટરે ત્યાર પછી ૯૧૪ નંબરના ૭ ઇન્જેકશનો આપ્યાં અને ૭ માસ સુધી પીવાની દવા ચાલુ રાખવાની મજબુત ભલામણ કરી. ઉપર પ્રમાણે ઈલાજ કરવાથી ધર્મદાસનું શરીર તંદુરસ્ત બન્યું. હવે તેણે દુઃર્મતિની સોબત તજી દીધી છે અને પોતાને મળેલ નશીયતને યાદ કરી કોઇપણ દિવસ નઠારી સોબત તે કરતો નથી.

**સાર**—ઉપદંશનો વ્યાધ ઘણેભાગે જે સ્ત્રીને તે વ્યાધિ થયો હોય તેની સાથે સંભોગ કરવાથી થાય છે. વેસ્યાઓ અને અનીતિ-વાન જીંદગી ગાળનારી સ્ત્રીઓ પૈકી મોટી સંખ્યાને આ દરદ હોય છે; એટલે તેવી સ્ત્રી પાસે ગમન કરવાથી આ દરદ થવાનો વિશેષ સંભવ રહે છે. કવચિત ડાકટરો, મલમપટી કરનારાઓ અને એવી રીતે દરદીના વ્રણ સાથે સંબંધમા આવનારાઓને હાથની આગળી અથવા બીજા ભાગ ઉપર આ દરદ થાય છે. જો હાથના કોઇ ભાગમાં સહજસાજ જખમ હોય અને જખમવાળો ભાગ દરદવાળા ભાગ-માથી પેદા થતી રસી સાથે સંબંધમા આવે તો આ દરદ લાગુ પડે છે. એવીજ રીતે હોટલો, ચાની દુકાનો, સ્ટેશન ઉપરના ફેરીઆઓ વિગેરે સ્થળે જે ગ્લાસ, વાટકા, વિગેરે વપરાય છે, તે જો મોઢામાં ઉપદંશની ચાદી હોય તેવા દરદીએ વાપર્યા હોય અને તે વાસણ

---

* દરદીની લોહીમાં ઉપદંશનું ઝેર છે કે નહિં તે તપાસવા માટે ખાસ ક્રિયાઓ કરવી પડે છે. જો ઝેર સાધારણ હોય તો + એમ લખવામાં આવે. બે ચોકડીઓ એટલે વધારે ખરાબ અને ત્રણ ચોકડીઓ એટલે ઘણું ખરાબ.

બરોબર સાફ કર્યા સિવાય બીજા તંદુરસ્ત માણસે વાપર્યું અને તે માણસના મોઢામાં સહજસાજ ચીરો કે નાની ચાંદી હોય તો આ દરદ લાગુ પડે છે. જીંદગીની ખાસીયતોને લીધે ગામડાંઓ કરતાં શહેરની જીંદગીમાં આ દરદ થવાનો વિશેષ સંભવ હોય છે. યુરોપના કેટલાક શહેરોમાં અને જાપાનના મોટા શહેરોમાં વેસ્યા સ્ત્રીઓની અઠવાડીક વૈદકીય તપાસ કરવામાં આવે છે અને જે વેસ્યાને ઉપદંશ અથવા પ્રમેહ જોવામાં આવે તેને તરતજ ઇસ્પીતાલમાં મોકલી દેવામાં આવે છે. ત્યાં તેની યોગ્ય સારવાર કરવામાં આવે છે અને બીજા માણસને ચેપ ન લગાડી શકે એવી સ્થીતિમાં આવ્યા પછીજ તેને પોતાનો ધંધો કરવા દેવામાં આવે છે. દરેક વેસ્યા પાસે તે આવા દરદથી મુક્ત છે તેવી મતલબનું સર્ટીફીકેટ હોય છે અને દરેક ગ્રાહક તેવું સર્ટીફીકેટ જોયા પછીજ તે વેસ્યા પાસે જાય છે. આવી પદ્ધતિને પરિણામે એવા મુલકોમાં ઉપદંશ અને પ્રમેહનું પ્રમાણ બહુજ ઓછું થઇ ગયુ છે. વળી લોકોમા આ દરદ કેમ થાય છે તેને લગતું જ્ઞાન છુટથી ફેલાવવામા આવે છે; અને આ દરદમાંથી કેમ બચવું તેના ઉપાયો પણ બતાવવામા આવે છે, એટલે આવે રસ્તે જનાર દરેક સ્ત્રી પુરૂષ યોગ્ય સાવચેતીના ઉપાયો લે છે.

ઉપદંશ, વિસ્ફોટક, ફીરંગ રોગ, શીફીલીસ, ઇત્યાદિ નામોથી પ્રચલિત રોગ એક જાતના જંતુઓથી પેદા થાય છે. આ જંતુઓ વગર ફાટેલી ચામડી કે શ્લેષ્માવરણમાં દાખલ થતા નથી પણ ચામડી અથવા શ્લેષ્માવરણ જો સહજ પણ ફાટેલું હોય અથવા છોલાયલું હોય તો આ જંતુઓ દાખલ થાય છે. અને દાખલ થવાની જગોએ ચાંદી પેદા થાય છે. એક બાજુ આ ચાંદી થોડી ઘણી વેદના કરે છે, બીજી બાજુ ચાંદીને લીધે સાથળમાં વળ પેદા થાય છે અને ત્રીજી બાજુ જંતુઓ લોહીમાં દાખલ થઇ ત્યા ઝેર ઉત્પન્ન કરે છે અને એ ઝેરને પરિણામે આખા શરીરમાં ચાંદાઓ, છાલાઓ, ઇત્યાદિ ફુટી નીકળે છે. ચાંદી થયા પછી સગભગ દોઢ બે

માસે આ દરદ ફુટી નીકળે છે. આટલેજથી જ જાણે બસ ન થતું હોય તેમ એકાદ બે વર્ષ પછી શરીરના બીજા ભાગોમાં જેવા કે હાડકાં, સાંધા ઇત્યાદિમાં આ દરદ અસર કરે છે. સાંધાનું પકડાઇ જવું, હાડકાનો સડો, આંધાપો, આંખનો સોજો ઇત્યાદિ અનેક વ્યાધિઓ આ દરદને પરિણામે થાય છે. વિશેષમાં પુરૂષના વીર્યમાં રહેલા પુરૂષ બીજને પણ આ દરદ દુઃષિત કરે છે અને તેને લીધે જેને ફીરંગ રોગ થઇ ગયો હોય તેવા પુરૂષના બચ્ચાંઓ કાંતો ગર્ભમાંજ ૭ સાત મહિને મરણ પામે છે અને તેથી કસુવાવડ ઉપર કસુવાવડ થાય છે અથવા જો બચ્ચું જીવતું અવતરે છે તોપણ વિસ્ફોટકના અનેક ચિન્હો લઇ અવતરે છે. આ ચિન્હો પૈકી કેટલાક ચિન્હો પાછળથી ગંભીર દરદનું સ્વરૂપ પકડે છે અને તેને પરિણામે બચ્ચાનું મૃત્યુ થાય છે. જે લોકોના "છોકરાઓ બચતા નથી" એ પૈકી ઘણા લોકોમાં આવાં કારણો હોય છે. અજ્ઞાન અને વહેમી લોકો શારિરિક તપાસ ન કરાવતા પિતૃઓ, ભૂત, વળગાડ, કામણકુટણ ઇત્યાદિ કારણોને લીધે આમ થાય છે એમ માને છે અને કંઈ પણ ફાયદો કરવાને બદલે ફોગટના પૈસા ગુમાવી આડે માર્ગે અથડાય છે. જેમ પુરૂષનું વીર્ય દુઃષિત થાય છે તેમ સ્ત્રીનું દૂધ, લોહી વિગેરે દુઃષિત થાય છે. વાર્તા બીજી વાંચવાથી આ વાતની પ્રતીતિ થશે.

**ઉપાય**—આ દરદને મટાડવાના અને અટકાવવાના એમ બે પ્રકારના ઉપાયો છે. દરદ અટકાવવાનો ઉત્તમ ઉપાય તો એજ છે કે પર સ્ત્રી ગમનથી હમેશા દૂરજ રહેવું. સ્વચ્છ જીવનના બીજા અનેક ફાયદાઓને બાજુએ મુકીએ તો પણ આવા હમેશને માટે હેરાન કરનારા અને પોતાની સંતતિ સુદ્ધાંને દુઃખ દેનારા દરદથી મુક્ત રહેવું એ પણ નાનો સુનો ફાયદો નથી. જો પર સ્ત્રી, અથવા વેશ્યા ગમન કરવા સિવાય સ્વકીય સ્ત્રીગમન કરવાથી આ દરદ થાય તો પોતાની સ્ત્રીને આ દરદ કોઇ પણ કારણથી થયું નથી તેની ખાત્રી કોઈ કુશળ લેડી ડાકટર પાસે તપાસ કરાવી કરાવવી જોઇએ. આવો એક દાખલો

અમને ઘણાં વર્ષ પહેલાંનો યાદ છે. કચ્છના એક ગામડાનો સારી સ્થીતિનો વ્યાપારી ધંધાર્થે પરદેશ વસતો હતો. તેની સ્ત્રીને સારવાર માટે ભુજ લાવવામાં આવી. તેને વિસ્ફોટકનું દરદ હતું એમ તપાસને અંતે જણાયું. તેની સારવાર ચાલતી હતી તે દરમ્યાન તેનો પતિ પરદેશથી આવ્યો. પોતાની સ્ત્રીથી દૂર રહેવા માટે તેને યોગ્ય સુચનાઓ આપવામાં આવી તે છતાં એક બે માસ રહી તેજ પુરૂષ વિસ્ફોટકના દરદ માટે દવા લેવા અમારી પાસે આવ્યો. યોગ્ય ઉપચારોથી બન્ને જણાને આરામ થયો.

આ દરદ અટકાવવાનો બીજો ઉપાય કેલોમેલનો મલમ છે. એક ભાગ કેલોમેલ અને ચાર ભાગ વેસેલીન મેળવી મલમ બનાવી પુરૂષની જનનેંદ્રિય ઉપર સંભોગ પહેલાં ચોપડવામાં આવે તો ઉપદંશ થવાનો સંભવ બહુ ઓછો રહે છે. આજ કારણથી કેટલાક મુલકોમાં લશ્કરના માણસોને આ મલમ પુરો પાડવામાં આવે છે અને પરિણામે લશ્કરના માણસોમાં ઉપદંશનો વ્યાધિ ઘણો કમતી થઇ ગયો છે.

ત્રીજો ઉપાય રબરની કોથળી છે. પુરૂષની જનનેંદ્રિયને બરોબર બંધબેસતો થાય એવો રબરનો નાનો કોથળો બહુજ બારીક રબરનો બનાવવામા આવે છે, તેને ઇંગ્રેજીમાં Prophylactic rubber Sheath કહે છે. આ કોથળાના ઉપયોગથી પણ મલીન સંભોગ કરવા છતા ઉપદંશ થતું અટકાવી શકાય છે.

દરદ થયા પછી ઉત્તમ ઇલાજ ૬૦૬. ૯૧૪ અને તેને લગતાં સલ્વ્આરસનલ જેવા ઔષધો છે. આ દવાઓના ઇન્જેકશનો લેવાથી ઉપદંશના જંતુઓનો નાશ થાય છે અને બધા જંતુઓ જો પુરતા ઇન્જેકશનો લેવાથી નાશ પામ્યા હોય તો દરદી હમેશને માટે દરદથી મુક્ત થાય છે, ત્યાં આ ઇન્જેકશનો આપાઇ શકાય. એમ ન હોય ત્યાં પારાની દવાઓ આપવાથી ફાયદો થાય છે. જુના વખતમાં એવી માન્યતા હતી કે ઉપદંશના દરદીને પારાની

દવાઓ ખવરાવી "મોઢું લાવવાથી" દરદ લોહીમાંથી હંમેશને માટે નાબુદ થાય છે. આનો અર્થ માત્ર એટલોજ હતો કે પારાની દવાઓની માત્રા એટલા પ્રમાણમાં આપવામાં આવતી કે ઉપદંશના જંતુઓ લોહીમાં નાશ પામતા; આ વિધીમાં એક નુકશાન એ હતું કે ઘણેભાગે દરદીના દાંત તો બધાએ જતા અને કવચિત પારાના ઝેરની અસરને લીધે મૃત્યુ સુદ્ધાંત થતું. ૬૦૬, ૯૧૪ જેવા ઇન્જેકશનોથી કવચિત મૃત્યુ થાય છે એ ખરૂં પણ તેવા દાખલાઓ હવે બહુ જવલેજ બને છે.

## ઉપદંશની વાત ૨ જી.

કચ્છના એક ગામમા એક મુસલમાન ગ્રહસ્થ રહેતા હતા. પાંચ પૈસે સુખી હતા પણ ઘેર બાળક નહિં. પોતે ધર્મી અને ઇમાની માણસ. પાચ વખત નિમાજ પઢે અને ખુદાની રાહમાં ચાલે. ઘેર બીબી પણ એવીજ ધર્મનિષ્ઠા વાળા. ખુદાની મહેરબાનીથી સર્વ વાતે સુખ પણ ઘેર બચ્ચું નહિં. આ વાત ધણી ધણીયાણીને બહુ સાલે. ખેર ખેરાત કરે, પીર ફકીરોની માનતા કરે, દોરા ધાગા કરાવે. એમ કરતા બીબીને ઓધાન રહ્યો અને પૂરે દિવસે એક સુંદર છોકરો જન્મ્યો. મીયા સાહેબની ખુશાલીનો પાર નહિં. ફકીરો જમાડયા. યતીમો ખવરાવ્યા, અને બીજી પણ ખેર ખેરાત કરી. આ ખુશાલી લાંબો વખત ટકી નહિં. બાળકના જન્મ પછી ત્રીજે દિવસે બીબીને તાવ આવ્યો અને આઠમે દિવસે નાના બાળકને મૂકી ખુદાના દરબારમા ચાલ્યા ગયા. મીયા સાહેબે બીજું ઘર ન કર્યું; પણ બાળકને ઉછેરવામા પોતાનો ઘણોખરો વખત વીતાડતા. બાળકને માટે એક ધાવ શોધી કહાડી. આ ધાવનુ બાળક દશ દિવસનું થઇ મરી ગયલું. આ બાઇને ઉપદંશની વિક્રિયા થયલી,

પણ કોઇને ખબર નહિં. બાળક આ બાઇનું ધાવણ ધાવ્યો. ધાવણ દુઃખિત હોવાથી કોઇ દિવસ બાળકની તબીયત તંદુરસ્ત રહી નહિં, પણ આયુષ્ય બળવાન હોવાથી ૧૭ વર્ષનો થયો. મીયાં સાહેબે ધામધુમથી દીકરાને પરણાવ્યો. પરણવા પછી નાના મીયાં આખે શરીરે પકડાઇ ગયા. બિલકુલ ઉઠી બેસી શકે નહિં. વખત જતાં પગનું એક હાડકુ સડ્યું અને પગ સુકાવા માંડયો. ઘણા ઉપાયો કર્યા પણ સારૂં થાય નહિં. ત્રણેક વર્ષ આ પ્રમાણે બીછાનામાં કહાડયા. ત્યાર પછી ગામમાં એક કુશળ ડાકટર આવી ચડયો. તેને તે દરદીને તપાસવા લઇ આવ્યા. ડાકટરે તપાસી ખુબ વિચાર કર્યો. ઉપદંશની વિક્રિયા જન્મથીજ શરીરમાં દાખલ થયલી હોવી જોઇએ અને તેને પરિણામે આ સ્થીતિ થઇ છે એમ પોતાના મન સાથે નક્કી કર્યું. દરદીના માબાપની હકીકત પુછતાં ખાત્રી થઇ કે બન્ને પાક ઇન્સાન હતા. છેવટે પેલી ધાવની હકીકત નીકળી: ધાવતો મરી ગઇ હતી પણ ધાવનુ કોઈ છોકરૂ હોય તો તેને તપાસ માટે લાવવા કહ્યું. ધાવના છોકરાને તપાસતાં ડાકટરને ખાત્રી થઇ કે આ છોકરાને જન્મથીજ ઉપદંશની વિક્રિયા હતી. આ અનુમાન ઉપરથી ડાકટરે નક્કી કર્યું કે દરદીને પેલી ધાવ દ્વારા ઉપદંશનો વ્યાધ લાગુ પડેલો અને તેને પરિણામે તેના સાંધા જકડાઇ ગયલા અને હાડકું સડેલું. પોટાસ આયોડાઇડ પુરતા પ્રમાણમા આપવાથી દિન પ્રત્યે સુધારો થવા માંડયો અને ત્રણ મહિને દરદી હરતો ફરતો થઇ ગયો.

સાર—જે માબાપોને ઉપદંશનો વ્યાધિ હોય છે તેમના બચ્ચાં ઘણે ભાગે બચતાં નથી. દરદ થઇ ગયા પછી બે ત્રણ વખતના હમેલને પરિણામે તો કસુવાવડજ થાય છે. ચોથી પાંચમી વખત બાળક જીવતું અવતરે છે પણ ઉપદંશની વિક્રિયાના ચિન્હ લઇને અવતરે છે અને છએક મહિનાની અંદર આંચકી, રીકેટસ, ઇત્યાદિ દરદોથી મરણ પામે છે. પાશ્ચિમાત્ય વૈદક એમ શીખવે છે કે ધાવણ

મારફત આ દરદ થતું નથી પણ અમારા ધારવા પ્રમાણે આ નિયમ સ્ત્રીના પોતાના બચ્ચાને લાગુ પડતો હોવો જોઇએ. જો તે સ્ત્રી કોઇ બીજી સ્ત્રીના તંદુરસ્ત બાળકને ધવરાવે તો તેને દરદ લાગુ પડી શકે છે, એ આપણે ઉપરની વાત ઉપરથી જોયું.

## ઉપદંશની વિક્રિયાની વાત ૩ જી.

મુંબઇના એક શેઠ. જેનું નામ તો નજ આપી શકાય. માબાપે પૈસો સારો મૂકેલો અને બાપ નાનપણમાં ગુજરી ગયલા; એટલે વયમાં આવતાં આ ખુદા ખોફ શેઠે બાપનો બધો પૈસો પોતાને સ્વાધીન લીધો. ચાર શબ્દ સારા કહે એવો વૃદ્ધ મુનીમ હતો તેને પેઢીમાંથી કાઢી મુકયો. પાસે પૈસો પુષ્કળ એટલે પરદેશથી માલ લઇ આવનારી સ્ટીમરને મછવાઓ લાગુ પડે છે તેમ આ ખુદાખોફ શેઠને ફોલી ખાનારા દોસ્તો લાગુ પડયા. થોડાજ વખતમાં યુવાન શેઠ વેશ્યાઓના ઘરાક બન્યા. કાજળની કોટડીમાં જનાર માણસ કાળો ડાઘ લીધા વગર ભાગ્યેજ બહાર નીકળી શકે છે તેમ વેશ્યા ગામી પુરૂષ ઉપદંશ કે પ્રમેહ મેળવવા સિવાય ભાગ્યેજ બચી શકે છે. યુવાન ખોદાખોફ શેઠને પણ ઉપદશનો વ્યાધિ લાગુ પડયો. સાધારણ ઉપાયોથી ચાંદી તો મટી ગઇ. શરીરમા ચાઠા નીકળેલા તે પણ મટી ગયાં અને શેઠ પોતાના દુર્વ્યસનમા હમેશની માફક લચ્યા પચ્યા રહ્યા. શેઠની ઉમર પાત્રીસેકની થઈ ત્યારે આખની નજર કમી થવા લાગી. મુબઇમા આંખના ડાકટરોને બતાવતાં તેમણે અભિપ્રાય આપ્યો કે નાની અવસ્થામા સીફીલીસ થઇ ગઈ છે, તેના ઝેરને લીધે દર્શન તંતુ (optic Nerve) નો ક્ષય શરૂ થાય છે. નસીબ સારા હોય તો યોગ્ય ઉપચારથી ફાયદો થાય. મુંબઇમાં છએક માસ ઇલાજ કર્યા પણ કંઈ ફાયદો થયો નહિં. કોઇકે કહ્યું

કે ભુજમાં એક આંખના ડાકટર વખણાય છે. ત્યાં જાઓ તો કદાચ ફાયદો થાય. મુંબઈના ડાકટરોથી થાકેલા હોવાથી આ દરદી ભુજ પહોંચ્યો. ડાકટરને બોલાવી કેસને તપાસાવ્યો. મુંબઇના ડાકટરોએ જે અભિપ્રાય આપ્યો હતો તેનો એક પણ શબ્દ તેઓએ કહ્યો નહિ. એમને તો ડાકટરની પરીક્ષા કરવી હતી. ડાકટરે તપાસીને કહ્યું કે આ દરદીને આજથી પંદરેક વર્ષ પહેલાં ઉપદંશનો વ્યાધિ થયલો હોવો જોઇએ. તેને પરિણામે આ દર્શનતંતુનો ક્ષય થયો છે. એને માટે કોઇ પણ જાતના ઇલાજ કામે આવી શકે એમ નથી, એટલુંજ નહિ પણ આગળ જતાં આ દરદી હાલવા ચાલવા પણ અશક્ત થશે. આ દરદીને લોકોમોટર એટેક્સી (Locomotor Ataxy અથવા Tabes dorsalis) નું દરદ છે. આ નિદાન સાભળ્યા પછી તેઓએ મુબઇના ડાકટરોએ આપેલા અભિપ્રાય જણાવ્યા.

સાર—ઉપદંશનું ઝેર કેટલાક દરદીઓમાં મગજ અને બરડામા ઉતરી જ્ઞાનતંતુઓ ઉપર અસર કરે છે. દરદ થયા પછી દશ પંદર વર્ષ ઉપર વર્ણવ્યા પ્રમાણે અંધાપાના ચિન્હ શરૂ થાય છે અથવા હાલવા ચાલવામા અડચણ થવા માંડે છે. કેટલાંક દરદીઓને એક જાત ની ગાંડાઈ પણ થાય છે. (Paralysis of the Insane) ટુંકામા એટલુંજ કહેવાનું કે ઉપદંશનો વ્યાધિ એટલો દુષ્ટ છે કે દરદીને પોતાને અનેક રીતે હેરાન કરે છે, અંધાપો લાવે છે, એટલુંજ નહિ, મગજ ખરાબ કરે છે, એટલુંજ નહિ પણ દરદીની સંતતિના શરીરમા પણ આ દરદ ઉતરે છે અને તેને લીધે કાતો બચ્ચાઓ જીવતા નથી અથવા જીવે છે તો અધમૂઆ જેવા જીવે છે અને આગળ જતાં અનેક રોગના ભોગ થાય છે.

# પ્રમેહની વાત.

આ વાત મુંબઈ શહેરમાં બનેલી છે. એક મોટા વેપારીનો એક કુમળી વયનો દીકરો. માબાપનો એકનો એક હોવાથી અને માબાપ પૈસે ટકે સારી રીતે સુખી હોવાથી બાળક લાધારામને ભણાવવા તરફ બિલકુલ લક્ષ આપવામાં આવ્યું નહિ, બાળકને વિદ્યાથી તદન વંચિત રાખવામાં આવ્યો. વાંચનમાં માત્ર નાટકના ગાયનોની ચોપડીઓ, જોવામાં નાટક (સીનેમા તે જમાનામાં હતા નહિ), સાંભળવામાં વારાંગનાઓના ગાયનો, ખાવામાં માલ મલીદા, પીવામાં કવચિત ભાંગ (તે જમાનો હજુ દારૂ પીનારને ધીક્કારતો હતો અને તે પાપ ગણાતું હતું), પહેરવામાં ટાપટીપવાળા કપડાં એટલું આપણા લાધારામ ભાઇ શીખેલા. શેઠનો દીકરો એટલે સગપણ તો ઘોડીઆમાંજ થાય અને લગ્ન બાર વર્ષે થવુંજ જોઇએ. તે પ્રમાણે લાધારામ બાર વર્ષની અવસ્થાએ પરણ્યા. વીસ વર્ષની અવસ્થા થઇ ત્યાં સુધી અવળે માર્ગે ગયલા નહિં; પણ જરા શોકીન ખરા. દેખાવમાં સ્ત્રીઓને પ્રિય લાગે એવા. એક વખત લાધારામભાઇ પોતાના એક મિત્રને ઘેર ગયલા. ખરી રીતે એ ગ્રહસ્થ તેમના પિતાના મિત્ર હતા. કમભાગ્યે મોટી અવસ્થાએ નાની સ્ત્રી પરણ્યા હતા. પારણામ એ આવ્યું કે શેઠ પોતે વૈષ્ણવ, ભક્ત જેવા. શેઠાણી સારી રીતે વિલાસી. વિલાસીમાંથી વંઠેલ બન્યા. લાધારામ એક વખત પોતાના "કાકા"ને ત્યાં ગયલો હશે. ઘેર કાકા નહિં. કાકી હતા. કાકીએ બહુ વહાલથી લાધારામને બેસાડયા, આગના સ્વાગતા કરી, કંઇક વધારે પડતી આગતા સ્વાગતા કરી, આગ્રહપૂર્વક જમાડયા, પાનના બીડા ખવરાવ્યા. આ બધું પતી ગયા પછી તેની પાસે અયોગ્ય માગણી કરી. જો પોતાની માગણીનો સ્વીકાર નહિ થાય તો ફજેતી કરવાની બીક બતાવી. બિચારો લાધારામ ફસાયો, અને છેવટે "કાકી"ની માંગણીને શરણ થયો.

આ વાતને ચારેક દિવસ થઈ ગયા, ચોથે દીવસે પેસાબમાં અગન બળવા માંડી અને પછી લાલ બળવા માંડી. ત્યારપછી એક દિવસ રહી પેસાબની જગામાંથી રસી પડવા માંડી. છઠીમાં જીવન આવે ત્યારે પીડા થવા માંડી. પોતાના માળામાં એક વૈદકનો અભ્યાસી રહે, તેની પાસે વાત કરી. પેલા વૈદકના વિદ્યાર્થીએ બધી હકીકત પુછી એટલે ઉપર લખી હકીકત સાફ દિલથી કરી.

એકાદ બે દિવસ બીજા ગયાં એટલે અગન બળતી તો મટી પણ રસીનો રંગ બદલી પીળો થયો, પરૂ જેવો થયો, ધોતીઆમાં ડાઘ થવા માડયા. એકાદ માસ ચાલી છેવટે દરદ તો મટયું પણ તે પહેલા લાધારામભાઈએ મૂર્ખાઇ કરી. તે દરદ પોતાની સ્ત્રીને આપ્યો. એ દરદ સ્ત્રીને થયા પછી તેને ગર્ભ રહ્યો અને પુરતો વખત જતાં એક પુત્રી અવતરી. આ બાળક પુત્રીની આંખ જનમ પછી ત્રીજે દિવસે ઉઠવા આવી અને તેમાંથી પરૂ નીકળવા માંડયું, પોપચાં બહુ સુજી આવ્યા અને આખ ઉઘડવી મૂશ્કેલ થઇ. સાધારણ ઘરગતુ ઇલાજ કર્યા. આઠેક દિવસ પછી જ્યારે બાળકે આખ ઉઘાડી ત્યારે જોવામા આવ્યુ કે આંખના ડોળામાં અનિષ્ટ ફેરફાર થયો છે. હવે કોઇ સારા આખના ડાકટરને બતાવવા સિવાય છુટકો નહોતો. આંખના ડાકટરે આવીને જોઇ અભિપ્રાય આપ્યો કે બન્ને આંખો હમેશને માટે ખલાસ થઇ છે અને આ દરદ થવાનું કારણ એ કે બાળકની માને પ્રમેહનો વ્યાધિ થયલો હોવો જોઇએ અને પ્રસવ થતી વખત આ દરદનો ચેપ બાળકની આખને લાગ્યો. મૂર્ખાઈનું પરિણામ બિચારી નાની બાળકીને ભોગવવું પડયુ.

સાર—પ્રમેહ પણ એક જાતના જંતુઓથી થાય છે. આ જંતુઓ સુક્ષ્મદર્શક યંત્ર નીચે પ્રમેહના પરૂમાં સંખ્યાબંધ જોવામાં આવે છે. આ જંતુઓને જો હવા લાગે અથવા પરૂ સુકાઈ જાય તો જંતુઓનો નાશ થાય છે અને ત્યારપછી દરદનો ચેપ લાગતો નથી. આજ કારણથી મલિન સંજોગથી આ દરદ થવાનો પુરતો

સંભવ રહે છે. ઉપદંશ જેટલું આ દરદ ભયંકર નથી પણ તેના પરિણામ ઘણા ભયંકર છે. જે દરદીને આ દરદ થયું હોય તે દરદી જો પોતાના હાથ, અથવા કપડાનો કટકો ઇંદ્રીમાંથી નીકળતા પરૂથી દુઃષિત કરે અને તે હાથ અથવા કપડાનો કટકો પોતાની આંખને લગાડે તો પ્રમેહજન્ય નેત્ર શ્લેષ્માવરણનો સોજો લાગુ પડે છે અને પરિણામે ઘણેભાગે આંખ જાય છે. આનો દાખલો પ્રમેહની વાત બીજીમાં કહેવામાં આવશે. એજ પ્રમાણે જો સ્ત્રીને આ દરદ હોય તો જ્યારે તેને બાળક અવતરે છે ત્યારે પ્રસવ થતી વખતે આ બાળકની આંખને ચેપ લાગે છે અને પરિણામે આંખ જાય છે. યુરોપ જેવા દેશમાં આ દરદે એક વખત એવું ગંભીર સ્વરૂપ પકડયું કે તેને માટે ખાસ ઉપાયો લેવા પડયા.

આ ઉપાય એ કે દરેક બાળકને જન્મ પછી તરતજ કાસ્ટીકના ૧ ટકાના ટીપાં (એક ઔંસ પાણીમાં પાંચ ગ્રેન સીલ્વર નાઇટ્રેટ ક્રીસ્ટલ) નાંખવામાં આવતાં અને તેથી આંખમાં પ્રમેહના જે જંતુઓ દાખલ થયલા તેનો નાશ થતો. પરિણામે કોઇ પણ બાળકને પ્રમેહ જન્ય નેત્ર શ્લેષ્માવરણનો સોજો થતો નહોતો. જેમ બાળકની માતાને પ્રમેહનો રોગ હોય તો બાળકની આંખોને નુકશાન લાગે છે; તેજ પ્રમાણે જો સુવાવડ કરનાર ધાઈને જો આ દરદ હોય તોપણુ બાળકની આંખ બગડવાનો સંભવ રહે છે. બાળકની આંખ જો ૭ દિવસ પછી ઉઠવા આવે તો બાળકની માતા કરતા નર્સ કે ધાઇને વધારે દોષિત ગણવી જોઇએ.

**અટકાવ**—ઉપર કહ્યું તે પ્રમાણે પ્રમેહ મલીન સંભોગથીજ થાય છે માટે એવા સંભોગથી દૂર રહેવું. એજ આ દરદથી બચવાનો સારો ઉપાય છે. બીજા ઉપાયો ઉપદંશની બાબતમા બતાવેલા તે પૈકી રબરના કોથળાનો ઉપયોગ છે. જો કોઇ પણ રીતે પ્રમેહના જંતુઓને પુરૂષની જનનેંદ્રિયમાં દાખલ થતા અટકાવી શકાય તો દરદ થતું અટકાવી શકાય છે. દરદ થયા પછી જેમ બને તેમ તરત તેના યોગ્ય

ઉપચાર કરવા. રસીવાળો હાથ કે રૂમાલ આંખોને ન લાગે તેની ખાસ રાંભાળ રાખવાની જરૂર છે.

## પ્રમેહની વાત ૨૭.

એક મંદિરનો પૂજારી હતો. ખાવાપીવાનું તો મંદિરમાંથીજ મળતું. બાકી જે પગાર મળતો તે ચાલુ બચતો. એ પ્રમાણે બચાવી દશેક હઝાર કોરીઓ બચાવી. પેટે એકજ દીકરો. મૂર્ખા જેવો અને નિરક્ષર. પૂજારીની સ્ત્રી તો દીકરાને એકાદ વર્ષનો મુકીને મરી ગયલી. દીકરો અઢાર વર્ષનો થયો ત્યારે પૂજારી પણ મરી ગયો. દશેક હઝાર કોરી અઢાર વર્ષના છોકરાના હાથમા આવી. અખા ભગતના ચાબખામા કહ્યું છે તેમ "મર્કટને વળી મદિરા પીએ." એક તો નાદાન જુવાનીઓ અને વળી દશ હઝાર કોરી હાથમાં આવી. છોકરો વ્યસનમા ચડી ગયો અને પરિણામે પ્રમેહ થયો. પ્રમેહ શું અને તેની શું સંભાળ રાખવી તેનુ કંઇ ભાન નહિં. પ્રમેહ થયા પછી પંદરેક દિવસે આખો ઉઠી, અને પોપચા સુજી આવ્યા. આંખમાંથી પરૂ નીકળવા માંડયુ, અને કાનના આગળના ભાગમાં વળ ઉપડી આવી. આઠેક દિવસ તો આખો ઉઘડી નહિ અને આંખોમાં ફુલાં પડયા. બીજા ચારેક દિવસ ગયા ત્યા તો બન્ને આખના તારા ફુટયા અને આખો ગઇ. હવેજ નાદાન છોકરાને ભાન આવ્યું અને એક આખના ડાકટર પાસે પહોચ્યો. ડાકટરે જોઇને કહ્યું કે " આતો પ્રમેહને લીધે થયુ છે.

તને પ્રમેહ થયો હતો ? હવેજ પેલા મૂર્ખાને ભાન થયું કે પેશાબમા બળતરા થતી અને રસી નીકળતી તે પ્રમેહ હતો, અને તેજ દરદને લીધે આંખો ખરાબ થઈ. યોગ્ય ઉપચાર કરવાથી હાલવા ચાલવા જેવી નજર થઇ.

---

+ કોરી કચ્છનો સીક્કો છે. રૂપીઆ એકની ચાર કોરી થાય છે.

સાર—પ્રમેહનો ચેપ આંખોને લાગે તો મહા ભયંકર આંખનો રોગ થાય છે અને પરિણામે ઘણેભાગે આંખો જાય છે. આંખોમાં ફુલાં પડી આવી આંખમાં રહેલો સફેદ કાચ જેવો ચળકતો ભાગ જેને શુક્લ મંડળ કહે છે તે ખવાઇ જાય છે અને અંદરથી કાળો પડદો બહાર નીકળી આવી આંખ હમેશાને માટે જાય છે.

## ક્ષયની વાત.

એનું નામ હતું વીરચંદ. કાપડનો મોટો વેપારી. એ વેપારમાંથી લાખો કમાયો અને શહેરમાં એક ધનવાન તરીકે ગણાવા લાગ્યો. કુંટુંબ કબીલો પણ બહુ મોટો. પાંચ પુત્રો અને ત્રણ પુત્રીઓ. જ્યારે કુટુંબ મોટું થયું ત્યારે જુનું ઘર નાનું પડવા માડ્યુ; એટલે વીરચંદ શેઠે બીજું નવું મોટું ઘર લીધુ. આ નવા ઘરના જુના માલીકના કુંટુંબમાથી ત્રણ કે ચાર માણસો ક્ષયથી મરી ગયલા. ઘરમાં ચેપ હશે એમ ખ્યાલ તો કયાથીજ આવે. વીરચંદ પોતાનુ મોટું કુંટુંબ લઇ આ ઘરમાં રહેવા ગયા. રહે એકાદ વર્ષ પણ માંડ થયું હશે ત્યા વચેટ પુત્ર જેની અવસ્થા બાવીસેક વર્ષની હતી તેને સાંજે સહેજ સાજ તાવ આવવા માડ્યો. તાવની સાથે રાત્રે થોડી થોડી ખાંસી આવવા માડી. શિઆળો હોવા છતાં પાછલી રાતના થોડો થોડો પસીનો પણ થાય. શરીર દિવસા દિવસ ક્ષીણ થતું આવે. આ આ પુત્ર ઉપર વીરચંદ શેઠને બહુ પ્રેમ, કારણ કે આ પુત્રને ધર્મ ઉપર બહુ શ્રદ્ધા. દરરોજ નિયમીત થાનક (સ્થાનક)મા જાય, ત્યાં વખાણ (વ્યાખાન) સાંભળે, મહિનામા બે ત્રણ ઉપવાસ તો સહેજે કરે, પચુસણ (પર્યુસણ)માં આઠેક અપવાસ કરી નાંખે, ઇત્યાદિ ઇત્યાદિ તપશ્ચર્યા જૈન ધર્મના સિદ્ધાંત અનુસાર કરે.

શરૂઆતમાં તો સહજ હશે એમ ધારી કોઇએ બહુ ધ્યાન

આપ્યું નહિ, પણ એક દિવસ બળખામાં લોહી પડયું. આ ચિહ્નથી બધાનું ધ્યાન ખેંચાયું એટલે ગામના "મોટા ડાક્ટર" ને બોલાવી બતાવ્યો. ડાક્ટરે અભિપ્રાય આપ્યો કે ક્ષયનું દરદ છે, ફેફસાં બગડયાં છે, યોગ્ય ઉપાય કરશો તો કદાચ આરામ થઇ જાય. યોગ્ય ઉપચાર કરવામાં આવ્યા, હવા ફેર કરી, ડાક્ટરને 'મુકી દેશી વૈદ્યની દવા કરી' જોઇ, દેશી વૈદ્યને મુકી હકીમની કરી, હકીમને છોડી વળગાડને અંગે થતા તૂત પણ કરી જોયા, પણ એ સઘળું વ્યર્થ થયું. એક વર્ષ અને ૭ મહિને વીરચંદ શેઠના ઘરમાં રળારોળ થઈ રહી. શેઠનો વચટ પુત્ર ક્ષયની બીમારીથી ૧૯ વર્ષની બાળ વિધવા મુકી એક વખત સુખી ગણાતું કુટુંબ એ કક્ષામાંથી કહાડી આ દુઃનિયા છોડી ગયો.

હજી વચટ પુત્રની રાખ ટાઢી પણ નહોતી થઈ ત્યાં વીરચંદ શેઠના બીજા પુત્રને ન્યુમોનીયા લાગુ પડયો; ચિંતામાં ચિંતાનો વધારો થયો. આઠેક દિવસ સારવાર કરવાથી ન્યુમોનીયામાંથી તો બચ્યો, પણ ન્યુમોનીયા પછી જે શક્તિ આવવી જોઇએ તે ન આવી; બલ્કે શરીર દિવસ દિવસ ઘસાવા માંડયું. ઝીણો ઝીણો તાવ અને ઉધરસ તો ન્યુમોનીયા થયા પછી મટયાજ નહિ. છાતીમાં એક તરફ દુઃખાવો થયા કરતો, જરા ચાલવાથી કે શ્રમ લેવાથી હાફણ થઇ આવતી. આ સ્થીતિ ચાલુ હતી તેમાં એક દિવસે શ્વાસ લેવાની મુસ્કેલી વધી. ડાક્ટરને બોલાવી બતાવતા તેણે કહ્યું કે ફેફસાંની એક બાજુ પાણી ભરાયું છે ( Pleuritic effusion ). પાણી કઢાવવા સિવાય બીજો ઉપાય નથી. ઘરમાં કોઇ છાતી જેવા મર્મસ્થળમા શસ્ત્રક્રિયા કરાવવા ખુશી નહોતું પણ દરદીની શ્વાસ લેવાની મુસ્કેલી અસહ્ય થઇ એટલે પાણી કટાવવા સિવાય છુટકો નહોતો. છેવટે ડાક્ટરે પાણી કઢાડયું અને તે પાણી મુંબઇ તપાસ માટે મોકલવામાં આવ્યું. બારેક દિવસે અભિપ્રાય મળ્યો કે પાણીમાં અસંખ્ય ક્ષયના જંતુઓ છે.

આ તરફ દરદીની શક્તિ દિવસા દિવસ કમતી થતી જતી હતી.

ખોરાક ઓછો થઈ ગયો. શરીરમાં માત્ર હાડકાંજ રહ્યાં. વૈદ્ય ઉપર વૈદ્ય બદલાતા જતા હતા, નવા નવા વૈદ્યો પોતાનો પૈસો કમાવાનો હુન્નર અજમાવ્યે જતા હતા અને વીરચંદ શેઠના ચોપડામાં રકમો ઉપર રકમો ખર્ચ ખાતે મંડાતી જતી હતી. આશાંમાં ને આશામાં દરદી અને તેના કુટુંબીજનો "હવે જરા ઠીક લાગે છે, તાવ આજ તો ઓછો હતો, ઉધરસ આજે ઓછી આવી હતી, ભાઇએ આજે જરા ઠીક ખાધું, રાત્રે નિદ્રા પણ સારી આવી હતી," ઇત્યાદિ વાતોથી આશ્વાસન લેતા જતા હતા. એક દિવસ સાંજના ચાર વાગે વીરચંદ શેઠ દુકાન ઉપર બેઠા હતા ત્યાં માણસ દોડતો આવ્યો અને ભાઈ બોલતા નથી માટે જલદી ઘેર ચાલો એવો સંદેશો લઈ આવ્યો. વીરચંદ શેઠ હજારો કામ છોડી ઘેર ગયા અને ભાઈનું શરીર જોઈ પોક મૂકી. દરદી કોઈ પણ જાતના ચિન્હ વગર બિછાનામાં સુતેસુતેજ નિષ્પ્રાણ થયો.

બે વર્ષની અંદર બબ્બે યુવાન પુત્રો પ્રભુ શરણ થયા. વીરચંદ શેઠનું સુખી ગણાતું કુટુંબ શોકસાગરમા ડુબી ગયું. આમ ઉપરાઉપરી બબ્બે યુવાન પુત્રો ક્ષયમા કેમ પટકાઈ પડયા એ કોઇને સમજાયું નહિ. જ્યોતિષીઓને જન્મકુંડળી બતાવતા રાહુની દશા જરા નેષ્ટ છે અને તેને લીધે આમ થાય છે એમ અભિપ્રાય આપ્યો. ગ્રહશાંતિ કરવાની સલાહ આપી. ગ્રહશાંતિ થઈ ગઇ. ગ્રહો તો સંતોષાયા કે નહિ તે તો ગ્રહો જાણે કે ગ્રહોનો વકીલ બ્રાહ્મણ જાણે પણ ગ્રહોની શાંતિ કરનાર બ્રાહ્મણને તો એક વર્ષના રોટલાની ચિંતા ટળી એ ચોકસ.

આટલેથીજ જાણે પૂરૂ ન થયું હોય તેમ બીજાં ત્રણ વર્ષની અંદર બીજો એક પુત્ર અને એક દીકરાની વહુ એમ બીજાં બે કુટુંબીઓ ક્ષયનો ભોગ થઇ પડયાં.

હવે વીરચંદ શેઠને એમ લાગ્યુ કે કદાચ જગ્યામા કંઈ દોષ હોય. ડાકટરની સલાહ લેતા એજ સલાહ મળી કે એ જગ્યા છોડી

બીજી જગ્યામાં રહેવા જાઓ. વીરચંદ શેઠે તે પ્રમાણે કર્યું અને ત્યારપછી ઘણા વર્ષો વીતવા છતાં વીરચંદ શેઠની હયાતી દરમ્યાન કુટુંબના એક પણ માણસને ક્ષયનો રોગ લાગુ પડયો નહિ.

સાર—ક્ષયનો રોગ એક પ્રકારના જંતુઓથી થાય છે. આ જંતુઓ દરદીના બલગમમાં શરીરની બહાર નીકળે છે. જેને આંતરડાનો ક્ષય હોય તેના ઝાડામાં જંતુઓ નીકળે છે, ગુરદાનો ક્ષય હોય તેને પેશાબમાં આ જંતુઓ નીકળે છે. આ જંતુઓ શરીરની બહાર નીકળવા પછી પણ ઘણો વખત સુધી સતેજ, જીવતા રહે છે. ધૂળની સાથે માણસના ફેફસાંમાં દાખલ થાય છે. જે ઘરમાં ક્ષયનો દરદી રહ્યો હોય તે ઘરમા તેઓ મહિનાના મહિના સુધી નુકશાન કરે એવી સ્થીતિમાં રહી શકે છે. દરદીઓને ઘણે ભાગે એવી ટેવ હોય છે કે કોઈ પણ જગોએ બલગમ નાંખવું. આ બલગમ જમીન ઉપર, ભીંતો ઉપર અને કપડાઓમાં સુકાઈ જાય છે અને પછી ઘણો વખત સુધી ત્યાં સતેજ રહે છે. જો ઘરમાં સૂર્યનું અજવાળું પુરતું આવતું હોય તો ક્ષયના જંતુઓ જલદી મરી જાય છે; અંધારામાં તેઓ ઘણા મહિના સુધી સશક્ત રહી શકે છે. ભેજવાળી જગ્યામાં ઘણો વખત સુધી જીવી શકે છે. સુકી જગ્યામાં ઓછો વખત જીવી શકે છે. આજ કારણથી જે લોકોનો ધંધો જંગલમાં મજુરી કરવાનો હોય છે તેને ક્ષયનો રોગ ઓછો લાગુ પડે છે. જેઓ ઘરની અંદર ગોંધાઇ રહે છે અથવા જેને ઘરની અંદર ગોંધાઇ રહેવું પડે છે તેને આ દરદ વિશેષ લાગુ પડે છે. મુસલમાન કોમમા જે લોકો પોતાની સ્ત્રીઓને પડદામાં રાખે છે તે કોમોની સ્ત્રીઓમાં આ દરદ ઘણા બહોળા પ્રમાણમાં થાય છે.

ઉપર કહ્યા પ્રમાણે ક્ષયના જંતુઓ ધૂળ દ્વારા માણસના ફેફસામાં દાખલ થાય છે. હવે જો તે માણસનું શરીર પૂરતી શક્તિવાળું હોય, તેને ખુલ્લી હવા અજવાળામાં રહેવાનું મળતું હોય, પૂરતો ખોરાક મળતો હોય, અને બીજી રીતે શરીર આરોગ્ય હોય તો ક્ષયના

જંતુઓ ફાવતા નથી, પણ ડુંગરાઉ જમીનમાં નાંખેલું અનાજનું બી જેમ વ્યર્થ જાય છે, તેમ કોઇ જાતનું નુકશાન કર્યા વિના શરીરની અંદરજ મરણ પામી બલગમ વાટે બહાર નીકળી જાય છે અથવા લોહીની અંદર રહેલા ધોળાં રજકણો તેને હજમ કરી જાય છે. બીજી તરફ જો તે માણસ અંધારા, ભેજવાળા, હવા વિનાના ઓરડામાં વસતો હોય, શરીર અશક્ત હોય, ખોરાક પૂરતો મળતો ન હોય, અથવા બીજા કોઈ કારણથી શરીર અનારોગ્ય થાય તો ક્ષયના જંતુઓને અનુકુળ ક્ષેત્ર મળી આવે છે. જેમ ખેડેલી, માટીવાળી, ભીની જમીનમાં વાવેલું અનાજ મોટા છોડવા રૂપે વધે છે અને ઉગે છે તેમ ક્ષયના જંતુઓ અનુકુળતા મળતાં ઉગવા માંડે છે અને ફેફસાંને ખાવા માંડે છે. હળવે હળવે ફેફસાંનો મોટો ભાગ ખાઇ જાય છે. ઉપર લખી વાર્તામાં આપણે જોયું કે વીરચંદ શેઠનો એક દીકરો પર્યુષણમાં ઉપવાસ કરવા પછી પટકાયો, બીજો ન્યુમોનીયાના દરદ પછી પટકાયો, ત્રીજો વળી બીજા કોઇ કારણથી નબળો પડયો હશે તેનાથી પટકાયો હશે. એ પ્રમાણે જ્યારે જ્યારે શરીર નબળું પડે છે ત્યારે ત્યારે ક્ષયના જંતુઓને અનુકુળતા મળી જાય છે; અને અનુકુળતા મળવા પછી તો શરીરરૂપી કિલ્લો પોતાના હાથમા આવતાં તેનો આસ્તે આસ્તે નાશ કરે છે. વાત બીજીમાં કહેવામા આવશે તે પ્રમાણે અંધારી જગ્યાઓમા રહેવાથી પણ ક્ષયનું દરદ લાગુ પડે છે.

**ઉપાય**—ક્ષયને થતું અટકાવવા માટે શ્રેષ્ટ ઉપાય ત્રણ છે; (૧) ખુલ્લી હવામા રહેવું. તે શક્ય ન હોય તો દિવસે અને રાત્રે ઘરના બારી બારણા ખુલ્લાં રાખી હવા અને અજવાળું આવવા દેવું. (૨) ક્ષયના દરદીને ઘરમાં ન રાખતા કોઈ સારા સેનેટેરીયમમાં મુકવાથી દરદીને ફાયદો થાય છે તેમજ તેના બળગમથી ઘર દુઃષિત થતું નથી. જો ઘરમાં રાખવા સિવાય છુટકો ન હોય તો તેણે ખાસ વાસણમાં થુંકવું. એ વાસણમા ફીનાઈલ જેવા જંતુઘ્ન ઔષધો નાંખવા અને તેમાંજ થુંકવા દેવું. દરદીએ વાપરેલું કોઈ પણ

વાસણ બીજા કોઇએ વાપરવું નહિં. દરદી જેમાં થુંકયો હોય તેવા માત્ર રૂમાલો, કપડાના કટકાઓ બાળી નાંખવા અથવા અડધો કલાક ઉકાળ્યા પછી ધોઇ નાંખવા. યુરોપ જેવા મુલકોમાં આવા દરદીઓને વાપરવા માટે જંતુધ્ન દવાઓ વાળા કાગળના રૂમાલો આવે છે, તે રૂમાલો વાપરી પછી બાળી મુકવામાં આવે છે. (૩) શરીરને અશક્ત થવા ન દેવું. શરીરને અશક્ત થવાના અનેક કારણો છે. તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે. અતિ સ્ત્રીસંભોગ, અતિ મહેનત, ઓછો અથવા હલકો ખોરાક, રાત્રિના મોડેથી સુવું, માદક પદાર્થોનો ઉપયોગ, ઉપદંશ જેવા વ્યાધિથી પીડાવું, અતિ માનસિક ચિંતા, અપવાસ, તપશ્ચર્યા વિગેરે વિગેરે. જે જગ્યામાં ક્ષયનો દરદી રહ્યો હોય તેને બરાબર સાફ કરાવવા સિવાય તેમા રહેવામાં જોખમ છે.

---

## ક્ષયની વાત ૨ જી.

---

સ્નેહચંદ્ર મુંબઇમાજ જન્મેલો. બહુ કેળવણી લીધેલી નહિં, પણ કુદરતે થોડું મગજ આપેલું હોવાથી વ્યાપારમાં બુદ્ધિ ઠીક કામ કરતી. પચીસેક વર્ષની અવસ્થા સુધી નોકરી કરી. ત્યારપછી પોતાનો ધંધો શરૂ કર્યો. લગભગ ત્રીસ વર્ષની અવસ્થાએ પરણ્યા. સ્ત્રી પણ આજ્ઞાધિન, હેતાળ અને ઘરરખુ હતી. વીસ વર્ષ સુધી બન્ને જણાં બહુજ સુખમા રહ્યા. આ વીસ વરસ દરમ્યાન મુંબઇ જેવા શહેરમાં અને ભુલેશ્વર જેવા લતામા રહ્યા છતાં સ્નેહચંદ્રની પત્ની પાપમોચિનીને કોઈ દિવસ "આખ દુઃખવા પણ આવેલી નહિં." માંદગી જેવુ નામ પણ તેની નજદીક ગયું નહિં. શરીર પણ બહુજ રૂષ્ટપુષ્ટ. આવી રીતે વીસ વર્ષ સુખ, સગવડ અને શરીર સંપતિમાં ગાળ્યા પછી વખત બદલાયો. સ્નેહચંદ્રની તબીયત લથડી અને વેપારમાં પણ ખોટ આવી. બે ત્રણ વર્ષ માંદગી ભોગવી સ્નેહચંદ્ર પરલોકવાસી થયો.

હિંદુ સંસાર વિચિત્ર છે. ઘણીવાતે કઢંગો છે. સ્ત્રી મરી જાય એટલે પતિ દોઢ મહિને વાજતે ગાજતે પરણવા જાય અને જાણે "ખાસડું ફાટયું" હોય તેમ નવી સ્ત્રી વસાવી આનંદમાં દિવસો કહાડે. સ્ત્રીની સ્થીતિ એથી વિપરીતજ. ધણી મુએ એટલે સ્ત્રીનું જીવન વ્યર્થ. એક વર્ષ સુધી તેણે "ખૂણો" પાળવો જોઇએ. દૂધ, સાકર, ઇત્યાદિ પદાર્થો ખવાય નહિ, સુકું, લુખું અન્ન એક વખત ખાવું. આખો દિવસ સગાંવહાલાના બૈરાંઓ આવી "મોં ઢાંકે," તેમની સામે રડારોડ કરવી. બિચારી પાપમોચિનીની પણ એજ સ્થીતિ થઇ. આખી જીંદગી ખાવે પીવે સુખી. તેને દુધ સાકર છોડવી પડી. એક વખત ખાય ન ખાય. વર્ષો સુધી સાથી તરીકે બન્ને જણા રહેલા એટલે જીવન સાથી જતાં બહુજ એકલું લાગે. ઘરમાં બીજો કોઇ નહિં એટલે આખો દિવસ રડતાજ જાય. પૈસા સંબંધી પણ ચિંતા. બીજી તરફ ઘરમાં આખો દિવસ ગોંધાઈ રહેવું. ભુલેશ્વર લતો એટલે હવા અજવાળાની વાતજ કયાથી કરવી. આ બધા કારણોથી સ્નેહચંદ્રના ગુજરી જવા પછી ત્રણ મહિને પાપમોચિનીને ઝીણો તાવ અને ખાંસી લાગુ પડયાં. બીજી તરફ શરીર ઘસાવા માંડયું. ખૂણો હતો એટલે હવાફેર માટે તો જવાય નહિં. જાય તો ગામના બૈરાં વાતો કરે, ન કરવાની વાતો કરે. આ વાતોના ભયથી બીજા પણ ચાર મહિના એમજ કહાડી નાખ્યા. હવે તાવ, ઉધરસ ઉપરાત પાછળના ભાગમા દુઃખાવો થવા લાગ્યો અને એક પગ જરા અકડાઈ જવા જેવો લાગ્યો. બે મહિના નીકળી જતા પેટમા ગાંઠ જેવું જણાયું, અને પેટમાં પણ દુઃખાવો થવા માડયો. ડાકટરને બોલાવો બતાવતાં ડાકટરે અભિપ્રાય આપ્યો કે બરડાના હાડકામા ક્ષયનું દરદ લાગ્યું છે અને તેને લીધે પેટમાં પરૂ ભરાયુ છે. ઓપરેશન કરવું પડશે.

ડાકટરની સલાહ માનવા સિવાય બીજો રસ્તો નહતો; એટલે ઓપરેશન કરાવ્યું. પરૂ જથાબંધ નીકળ્યું. દુઃખાવો નરમ પડયો પણ પરૂ નીકળતું બંધ થાયજ નહિં આ પ્રમાણે અનેક વર્ષ ખૂબ

વેદના ખમી પણ દરદ મટયું નહિ. શરીર દિવસે દિવસ ઘસાવા લાગ્યું અને છેવટે આ દરદ જીવલેણ નીવડયું.

**સાર**—ક્ષય જેમ ફેફસાંમાં લાગુ પડે છે તેમ આંતરડામાં, હાડકામાં, સાંધાઓમાં, ગુરદામાં, રસપિંડોમાં, આંખમાં, નાકમાં, કાનમાં, ગળામાં, પેટમાં દરેક જગોએ લાગુ પડે છે. ઉપરની વાર્તામાં આપણે વાંચ્યું તેમ પાપમોચિનીને પહેલાં ફેફસાંમાં સહજ શરૂઆત થઈ, સાથે સાથે હાડકામાં પણ શરૂઆત થઈ. પરિણામે મૃત્યુ થયું. શરીર જ્યારે કોઈ પણ કારણથી નબળું પડે ત્યારે ક્ષયના જંતુઓનું જોર વધે, એ આગળ કહેવામાં આવ્યું છે. આ દરદીમાં પણ એજ પ્રમાણે થયુ. જ્યારે ખાવા પીવાની કાળજી ન રહેતી, અંધારા હવા વિનાના ઓરડામાં આખો દિવસ ગોંધાઈ રહેવા વખત આવ્યો, માનસિક વ્યાધિને લીધે શરીર નબળું પડ્યું એટલે ક્ષયનો ચેપ લાગ્યો અને છેવટે જીવલેણ નીકળ્યો.

**ઉપાય**—ક્ષયને મટાડવા માટે હજારો ઉપાયો સુચવવામાં આવે છે. નવા નવા અજમાવવામા આવે છે પણ હજી સુધી ખરેખર "રામબાણ" ઈલાજ એકેએ શોધાયો નથી. પૌષ્ટિક ખોરાક, ગામડાની અથવા દરીયા કિનારાની અથવા ડુંગરાઉ શુદ્ધ હવામાં રહેવું, બની શકે તેટલો વખત ઘરની બહાર વીતાડવો, સૂર્યના કિરણો અંગ ઉપર લેવા, ઈત્યાદિ ઉપાયોથી ઘણા દરદીઓને ફાયદો થાય છે; છતા કહેવું જોઈએ કે બહુ થોડાને ફાયદો થાય છે. બાકી ઘણા દરદીઓ તો પૈસો અને જીંદગી બેઉ ખૂવે છે. પૈસો ખોવાનું કારણ એ કે દરદ બહુ લાંબુ ચાલે છે અને દરદી છેવટ સુધી આશામા ને આશામા દવાદારૂ પછવાડે પૈસો ખર્ચતો જાય છે; તે એટલે હદ સુધી કે સાધારણ સ્થીતિનો માણસ તો પોતા પાસે હોય તેટલું ખર્ચી નાખે છે અને કદાચ દેવું કરે છે. કેટલાક વૈદ્ય ડાકટરો પણ પ્રભુના ઘરના એવા શ્રાપિત હોય છે કે આવા ક્ષયના દરદીઓ પાસેથી એક યા બીજી રીતે બની શકે તેટલા પૈસા કઢાવવામાં પાછળ પડતા નથી.

વૈદ્યકના ધંધા માટે આવા અંગારાઓ નામોશી સમાન છે. દરદ ક્ષય છે એમ નિદાન થતાં પહેલી તકે શહેર છોડી ગામડાની શુદ્ધ હવામાં દરદીએ રહેવા જવું. બની શકે તો ખેડુતની જીંદગી ગાળવી. બની શકે તેટલી, અને થાક ન લાગે તો થોડી થોડી અંગની મહેનત કરવી. ખુલ્લી હવામાં વધારે વખત કહાડવો. પચે તેના પ્રમાણમા સાત્વિક અને પૌષ્ટિક ખોરાક લેવો. દવામાં કોઈ સારા કુશળ અને ઇશ્વરનો જેને ડર હોય તેવા વૈદ્યની દવા લેવી.

---

## ઇન્ફ્લ્યુએન્ઝાની વાત.

---

ઇ. સ. ૧૯૧૮ ની સાલની એ વાત છે. ઇન્ફ્લ્યુએન્ઝા કેવું દરદ છે તે કોઇ જાણતું નહોતું. મુંબઇમાં કોઈ ઝેરી તાવ લોકોને આવે છે અને તેથી હજારો માણસો મરે છે એમ છાપામાં ભુજના લોકો વાંચતા હતા. એક દિવસ ગામના મોટા ડાકટરને એક દરદીને જોવા બોલાવવામાં આવ્યો. ડાકટરને કામ ઘણું અને વખત થોડો એટલે આ દરદીને જોવા માટે છેક સાંજે વખત મળ્યો. દરદી એક અંધારા ઓરડામાં સુતેલો હતો. દરદી બહાર ગામથી આવેલો: જ્યાંથી આવેલો ત્યાં આવી જાતના દરદથી ઘણા માણસો મરતા. ડાકટરે દરદીને તપાસી ઇન્ફ્લ્યુએન્ઝાને લીધે ન્યુમોનિયા છે એમ અભિપ્રાય આપ્યો. દરદીની સ્થીતી નીચે મુજબ હતી. તાવ ૧૦૨॥ હતો. શ્વાસ લેવામાં મુશ્કેલી લાગતી હતી. નાડી ૧૪૦ લગભગ અને બહુજ ક્ષીણ હતી. દરદી જ્યારે ઉઠી બેસવાની તજવીજ કરતો ત્યારે નાડી લગભગ અદ્રશ્ય થઇ જતી હતી. ફેફસાં કફથી ભરપુર હતા. દરદીને શુદ્ધિ બરોબર હતી. ડાકટરે તપાસી દરદીની સ્થીતિ ગંભીર છે એમ કહ્યું. દરદી બીજે દિવસે મરણ પામ્યો.

દરદીને જોયા પછી ચોથે દિવસે બપોરે બારેક વાગે ડાકટરનું પોતાનું અંગ [illegible] લાગ્યું [illegible] માં સ્વાદ બગડી [illegible]

દુઃખાવો સહેજ સાજ હતો, ગળું ખોરૂં થયલું હતું. ડાકટરે ઘેર જઈ બિછાનાનો આસરો લીધો. તાવ ૧૦૨ સુધી પહોચ્યો. આખું અંગ અને તેમાં પણ ખાસ કરી વાંસાનો ભાગ બહુ દુઃખતો હતો. ઉધરસ સહજ આવતી હતી. એકાદ કલાકે પરસેવો આવતો હતો પણ તાવ તો એટલોજ રહેતો. ડાકટરને સમજાયું કે ચાર દિવસ પહેલાં જે દરદીને જોયલો તેમાંથી ઇન્ફલ્યુએન્ઝાનો ચેપ લાગ્યો, અને પોતાને ઇન્ફલ્યુએન્ઝા લાગુ પડયો છે. દવામાં તો સારું ડાયાફેરેટીક મીકશ્ચરજ લીધું, અનાજ બિલકુલ લીધું નહિ. માત્ર દૂધ, ચા, કોફી એટલુંજ લેવાનું રાખ્યું. બિછાનામાં બિલકુલ આરામથી સુઇ રહ્યા. છત્રીસ કલાકે તાવ ઉતર્યો. પણ ત્યાર પછી ચારેક દિવસ સુધી સાંજે રોજ ૯૯—૯૯॥ થાય. મોઢાનો સ્વાદ તો એવો બગડયો કે કોઇ ચીજ બિલકુલ સ્વાદ જ આપે નહિ. નબળાઇ એટલી થઇ ગઇ કે દોઢેક માસની ગંભીર માંદગી થઇ ગઇ હોય. ચારેક દિવસ પછી રાજ્ય કુટુંબમાં એક જણને એજ ઇન્ફલ્યુએન્ઝા લાગુ પડયું. તેને જોવા જવા સિવાય છુટકો નહોતો એટલે ડાકટરને જવું પડયું પણ એક દાદર ચડતાં ચક્કર આવવા માડયા. કહેવાનો મતલબ એ કે માત્ર છત્રીસ કલાકના ઇન્ફલ્યુએન્ઝાના તાવમાં મજબુત શરીરના ડાકટરને એટલી નબળાઇ આવી ગઈ કે ચાર દિવસ પછી પણ ચકરી આવી. ઉંધરસ થોડી થોડી દશેક દિવસ રહી. પછી હળવે હળવે શક્તિ આવી.

---

## ઇન્ફલ્યુએન્ઝાની વાત ૨ જી.

---

એક કંદોઇ હતો. દૂધ, દહીંનો તેનો વેપાર. શરીરે બહુજ મજબુત. ગામમાં ઇન્ફલ્યુએન્ઝા ચાલતો હતો તે વખતે આ કંદોઇને પણ તાવ આવ્યો અને ઉપર કહ્યા પ્રમાણે ડાકટરને જે ચિહ્ન થયા તેજ પ્રમાણે ચિહ્ન થયાં. ત્રીજે દિવસે તાવ ઉતર્યો એટલે કંદોઇને ભાવ્યું ન ભાવ્યું પણ ઘી નાખી ખીચડી ખાધી. શરીરમા શક્તિ નહિ છતાં

ઠંડે પાણીએ નાહ્યો અને પોતાની દુકાન ઉપર કામ કરવા લાગ્યો. તાવ ઉતરવાને ત્રીજે દિવસે ફરી તાવ આવ્યો અને ફેફસું આખું કફથી ભરાઇ ગયું. ન્યુમોનીયાના બધા ચિહ્નો થયાં. શ્વાસોશ્વાસ ઉતાવળે ચાલવા લાગ્યો. કંદોઈ યુવાન વીસ વર્ષનો હતો. તેનો બાપ પચાસ વર્ષનો હતો, બાપ છોકરાની સારવાર કરતો. સાથે દુકાન પણ સંભાળવી રહી; એટલે સવારે આઠેક વાગે દીકરાને પુછ્યું કે કેમ છે? દીકરાએ કહ્યું કે આજે તો ઠીક છે, તમે ભલે દુકાને જાઓ. બાપ રાજી થતો દુકાને ગયો. પાછળ દીકરાને ( દરદીને ) તૃષા લાગી એટલે પાણી પીવા માટે થોડેક છેટે ઓરડામાં માટલી હતી તેમાંથી પાણી ભરવા ગયો. માટલી સુધી પહોંચ્યો પણ નહિ ત્યાં ચક્કર આવ્યા, અને જમીન ઉપર પડી ગયો. અડધા કલાક પછી બાપે આવી જોયું તો દીકરો મરેલો પડયો હતો. પાણી પીવા માટે ઉઠવાથી ઇન્ફ્લ્યુએન્ઝાના ઝેરથી નબળા પડેલા હાર્ટ (હૃદય)ને એટલો ધક્કો લાગ્યો કે હૃદય બંધ પડી ગયું અને દરદીનું મૃત્યુ થયું.

**સાર**—ઇન્ફ્લ્યુએન્ઝા ઘણુંજ ચેપી દરદ છે. તેના બે પ્રકાર ગણી શકાય. એક ચાલુ સાધારણ જાત; આ જાતના દરદમા દરદીને સહજ સાજ તાવ આવે છે, ગળું ખોરૂં થઇ જાય છે અને સહજ ખાંસી આવે છે. આ ચિહ્નો ત્રણ ચાર દિવસ રહી મટી જાય છે. પાછળ નબળાઇ ચાર છ દિવસ ચાલે છે. બીજી જાત વધારે ભયંકર હોય છે. આ જાતનું ઇન્ફ્લ્યુએન્ઝા ઉપદ્રવ રૂપે પ્રચલિત હોય છે ત્યારે એકજ ગામમાં સંખ્યાબંધ લોકો પટકાઇ પડે છે અને તેમાથી કેટલાક લોકો મરણ પામે છે. જેટલા લોકોને દરદ થાય છે, તેમાના ઘણા બચે છે અને થોડાકજ મરણ પામે છે પણ એકી સાથે એટલા લોકો પટકાઇ પડે છે કે દરરોજ મોટી સંખ્યામાં મરણ થાય છે. ઇન્ફ્લ્યુએન્ઝાનું ચેપ હવા દ્વારા લાગે છે. ઉપર ૧ લી વાતમા કહ્યું તે પ્રમાણે ડાકટર દરદીને જોવા ગયો અને ત્યાં પાએક કલાક દરદી સાથે એકજ ઓરડામાં કહાડી તેમાં ચેપ લાગી ગયો.

દરદ થયા પછી જે લોકો અનાજ નથી લેતા અને બિછાનામાં પડી રહે છે તેમને ન્યુમોનીયા જેવા ભયંકર ચિન્હો નથી થતા; પણ જે લોકો ખોરાક લે છે, આરામ નથી લેતા, અને હરવા ફરવા કોશિષ કરે છે તેને ત્રીજે દિવસે ફેફસામાં સોજો આવે છે અને તે ઘણે ભાગે ગંભીર નીવડે છે. ઇન્ફલ્યુએન્ઝાનું ઝેર હૃદય ઉપર એટલું ખરાબ અસર કરે છે કે જો હૃદયને થોડો ઘણો શ્રમ પડે છે તોપણ તે ચાલતું એકદમ બંધ પડી જઇ દરદીનું મૃત્યુ થાય છે. વાર્તા ૨ ૭ માં કહ્યું તે પ્રમાણે કદોઇનું મૃત્યુ એજ પ્રમાણે થયું. કેટલાક દરદીઓ એ પ્રમાણે મૂઆ નહિ પણ તેમને હમેશને માટે હૃદય રોગ લાગુ પડયો અને તેની અસરથી પાછળથી કેટલેક વર્ષે મૂઆ અથવા હમેશના રોગી બન્યા. આવા ઘણાએ દરદીઓ અમે જોયા છે. કેટલાક દરદીઓના ફેફસાં હમેશને માટે નબળાં બન્યા અને તેમાંના કેટલાકને ક્ષયનો રોગ લાગુ પડયો અને પરિણામે તેમનું મૃત્યુ થયું.

ઉપાય—ઇન્ફલ્યુએન્ઝાનો હુમલો થયો કે તરતજ બિછાનામાં સુઇ રહેવું અને તાવ મટી ગયા પછી પણ ત્રણ ચાર દિવસ આરામ લેવો. તાવ હોય ત્યારે ખુલ્લી હવા અને અજવાળા વાળા ઓરડામા સુનારા દરદીઓ ઘણા મોટા પ્રમાણમા સાજા થયા; જ્યારે અંધારા ઉજાસ વિનાના અને હવા વગરના ઓરડામાં સુતારાઓમાંના ઘણા મૃત્યુ પામ્યા એ વાત અમને ઇ. સ. ૧૯૧૮ ના ઇન્ફલ્યુએન્ઝાના ઉપદ્રવ વખતે સ્પષ્ટ સમજાઇ. તાવ હોય ત્યાં સુધી અનાજ લેવું અને ઝેર લેવું એ સરખું છે. દૂધ, ચા, કોફી અથવા તુલસીની ચા એ સારામાં સારો ખોરાક છે. પાણી જોઇએ એટલું પીવું. તાવ મટી ગયા પછી પણ ચારેક દિવસ આરામ લેવો અને અનાજ ન લેવો. દવામાં ખાસ કાંઈ ઉપયોગી નથી. તુલસીનો રસ મધ સાથે દિવસમા ત્રણ વખત લેવાય તો એ સરખું છે અને ક્રીઓસોટ ઈત્યાદી ગંધાતી દવાઓ મેળવી તૈયાર કરેલું મીકસ્ચર પણ સરખું છે. હૃદય નબળું પડે તો હૃદયને ટકાવવા માટે ઉત્તેજક દવાઓ જરૂર ઉપયોગી છે.

# ધનુર્વા ( Tetanus ) ની વાત.

કરમણ ગામમા સારો માણસ કહેવાતો. આખો દિવસ વાડીમાં મહેનત કરે અને વાડીને લીલીછમ રાખે. રાત્રે કોઈક વખત ઘેર સુવા આવે અને કોઈક વખત જનાવરોની ચોકી કરવા વાડી ઉપરજ સુવે. આ સાલ વાડીમાં સેરડી વાવેલી અને બહુ સારી થયલી. એક દિવસ કરમણ ને સેરડી ખાવા મન થયું એટલે એક સાંઠો લઈ ચાકેથી છોલવા લાગ્યો. સેરડી છોલતો હતો તેવામાં બાજુની વાડી-વાલો લખમણ વાતો કરવા આવ્યો. બન્ને જણ વાતોમાં એવા મસગુલ થયા કે કહેવાની વાત નહિ. કરમણ સેરડી છોલતો જાય અને વાતો કરતો જાય. એમ કરતા ધ્યાન ન રહેવાથી છરી આંગળીમાં લાગી અને લોહી નીકળવા લાગ્યું. તે વખતે બીજો ઈલાજ ન સુઝ્યો. તે જમીનમાં પડેલી ધુળ જખમમા કરમણે દાબી દીધી. લોહી બંધ થયું, અને કરમણ છરી વાગવાની વાત સુદ્ધાં ભૂલી ગયો. આઠેક દિવસે સવારે ઉઠયો ત્યારે મોઢું ઉઘાડવામાં અડચણ લાગી. શરદી લાગી હશે એમ સમજી અજ્મો અને સુંઠ ઘસી અને શેક કર્યો. સાન્જે તો મોઢું એટલું બંધ થઈ ગયુ કે પાણી પીવામાં પણ મુશ્કેલી લાગી. રાત્રે શરીરમા થોડી થોડી તાણ આવવા લાગી. રાત તો જેમ તેમ નીકળી પણ સવારે સ્થીતિ વધારે બગડી. પાણીની તૃષા લાગે પણ પાણી પીવા માટે મોઢું ઉઘડી શકે નહિં. થોડુંક પાણી દાંતની વચ્ચેથી જાય તે ગળે ઉતરે નહિં. તાણ પણ વધવા માંડી. દર દશ દશ મીનીટે તાણ આવે. તાણ એવી આવે કે આખું શરીર ધનુષ્યની માફક થઈ જાય. પગની પીંડી અને માથાનો પાછળનો ભાગજ માત્ર બીછાના ઉપર રહે, બાકી બધો શરીરનો ભાગ પીઠ-માંથી એટલો ખેંચાઇને વળી જાય કે કમાનજ બની જાય. આવી સ્થીતિ ચોવીસ કલાક ચાલી પછી કંઈક શમવા માંડી. સાથે સાથે

દરદ થયા પછી જે લોકો અનાજ નથી લેતા અને બિછાનામાં પડી રહે છે તેમને ન્યુમોનીયા જેવા ભયંકર ચિન્હો નથી થતા; પણ જે લોકો ખોરાક લે છે, આરામ નથી લેતા, અને હરવા ફરવા કોશીશ કરે છે તેને ત્રીજે દિવસે ફેફસામાં સોજો આવે છે અને તે ઘણે ભાગે ગંભીર નીવડે છે. ઇન્ફ્લુએન્ઝાનું ઝેર હૃદય ઉપર એટલું ખરાબ અસર કરે છે કે જો હૃદયને થોડો ઘણો શ્રમ પડે છે તોપણ તે ચાલતું એકદમ બંધ પડી જઇ દરદીનું મૃત્યુ થાય છે. વાર્તા ૨૭ માં કહ્યું તે પ્રમાણે કંદોઇનું મૃત્યુ એજ પ્રમાણે થયું. કેટલાક દરદીઓ એ પ્રમાણે મૂઆ નહિ પણ તેમને હમેશને માટે હૃદય રોગ લાગુ પડયો અને તેની અસરથી પાછળથી કેટલેક વર્ષે મૂઆ અથવા હમેશના રોગી બન્યા. આવા ઘણાએ દરદીઓ અમે જોયા છે. કેટલાક દરદીઓના ફેફસા હમેશને માટે નબળા બન્યા અને તેમાંના કેટલાકને ક્ષયનો રોગ લાગુ પડયો અને પરિણામે તેમનું મૃત્યુ થયું.

**ઉપાય**—ઇન્ફ્લુએન્ઝાનો હુમલો થયો કે તરતજ બિછાનામાં સુઈ રહેવું અને તાવ મટી ગયા પછી પણ ત્રણ ચાર દિવસ આરામ લેવો. તાવ હોય ત્યારે ખુલ્લી હવા અને અજવાળા વાળા ઓરડામાં સુનારા દરદીઓ ઘણા મોટા પ્રમાણમાં સાજા થયા; જ્યારે અંધારા ઉજાસ વિનાના અને હવા વગરના ઓરડામાં સુનારાઓમાંના ઘણા મૃત્યુ પામ્યા એ વાત અમને ઇ. સ. ૧૯૧૮ ના ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવ વખતે સ્પષ્ટ સમજાઈ. તાવ હોય ત્યાં સુધી અનાજ લેવું અને ઝેર લેવું એ સરખું છે. દૂધ, ચા, કોફી અથવા તુલસીની ચા એ સારામા સારો ખોરાક છે. પાણી જોઇએ એટલું પીવું. તાવ મટી ગયા પછી પણ ચારેક દિવસ આરામ લેવો અને અનાજ ન લેવો. દવામાં ખાસ કાંઈ ઉપયોગી નથી. તુલસીનો રસ મધ સાથે દિવસમા ત્રણ વખત લેવાય તોએ સરખું છે અને ક્રીઓસોટ ઇત્યાદી ગંધાતી દવાઓ મેળવી તૈયાર કરેલું મીક્સ્ચર પણ સરખું છે. હૃદય નબળું પડે તો હૃદયને ટકાવવા માટે ઉત્તેજક દવાઓ જરૂર ઉપયોગી છે.

# ધનુર્વા (Tetanus) ની વાત.

કરમણ ગામમાં સારો માણસ કહેવાતો. આખો દિવસ વાડીમાં મહેનત કરે અને વાડીને લીલીછમ રાખે. રાત્રે કોઇક વખત ઘેર સુવા આવે અને કોઇક વખત જનાવરોની ચોકી કરવા વાડી ઉપરજ સુવે. આ સાલ વાડીમાં સેરડી વાવેલી અને બહુ સારી થયલી. એક દિવસ કરમણ ને સેરડી ખાવા મન થયું એટલે એક સાંઠો લઈ ચાકેથી છોલવા લાગ્યો. સેરડી છોલતો હતો તેવામાં બાજુની વાડી-વાલો લખમણ વાતો કરવા આવ્યો. બન્ને જણ વાતોમાં એવા મસગુલ થયા કે કહેવાની વાત નહિ. કરમણ સેરડી છોલતો જાય અને વાતો કરતો જાય. એમ કરતા ધ્યાન ન રહેવાથી છરી આંગળીમાં લાગી અને લોહી નીકળવા લાગ્યું. તે વખતે બીજો ઈલાજ ન સૂઝ્યો. તે જમીનમાં પડેલી ધૂળ જખમમા કરમણે દાબી દીધી. લોહી બંધ થયું, અને કરમણ છરી વાગવાની વાત સુદ્ધાં ભૂલી ગયો. આઠેક દિવસે સવારે ઉઠયો ભારે મોઢું ઉઘાડવામાં અડચણ લાગી. શરદી લાગી હશે એમ સમજી અજમો અને સુંઠ ઘસી અને શેક કર્યો. સાંજે તો મોઢું એટલું બંધ થઈ ગયુ કે પાણી પીવામાં પણ મુસ્કેલી લાગી. રાત્રે શરીરમા થોડી થોડી તાણ આવવા લાગી. રાત તો જેમ તેમ નીકળી પણ સવારે સ્થીતિ વધારે બગડી. પાણીની તૃષા લાગે પણ પાણી પીવા માટે મોઢું ઉઘડી શકે નહિ. થોડુંક પાણી દાતની વચ્ચેથી જાય તે ગળે ઉતરે નહિ. તાણ પણ વધવા માંડી. દર દશ દશ મીનીટે તાણ આવે. તાણ એવી આવે કે આખું શરીર ધનુષ્યની માફક થઈ જાય. પગની પીંડી અને માથાનો પાછળનો ભાગજ માત્ર ખીછાના ઉપર રહે, બાકી બધો શરીરનો ભાગ પીઠ-માંથી એટલો ખેંચાઇને વળી જાય કે કમાનજ બની જાય. આવી સ્થીતિ ચોવીસ કલાક ચાલી પછી કંઈક શમવા માંડી. સાથે સાથે

કરમણની શક્તિ પણ ઘટવા માંડી. ત્રીજે દિવસે સવારે તો કરમણ મરણ પામ્યો.

**સાર**—ધનુર્વા ઘણે ભાગે શરીરમા જખમ થવા સિવાય થતું નથી. કાંતો શરીરમાં ક્યાંક જખમ હોય અથવા સ્ત્રીની સુવાવડ હોય (ગર્ભાશયમાં આ સ્થીતિમાં પણ મોટા જખમ હોય છે) તો ધનુર્વા થાય છે. ધનુર્વાના જંતુઓ હોય છે. આ જંતુઓ ઘણે ભાગે ધૂળ, માટી ઈત્યાદિમા રહે છે. ધૂળમાં પણ જ્યાં છાણ, કચરો વિગેરે સડતો હોય તેવે ઠેકાણે રહેતી ધૂળ વધારે જોખમી છે. આ ધૂળ જો શરીરમાં થયલા જખમમાં દાખલ થાય તો ધનુર્વાના જંતુઓ જખમમાં દાખલ થાય છે અને પછી લોહીમાં મળી જાય છે. જખમ થયા પછી દરદ જાહેર થતાં ૭ થી આઠ દિવસ લાગે છે. આ દિવસો દરમ્યાન લોહીમાં દાખલ થયલા જંતુઓ વૃદ્ધિને પામે છે, અને પછી મગજ અને બરડામાં રહેલા જ્ઞાનતંતુઓ ઉપર અસર કરી દરેક સ્નાયુમા ખેંચ લાવે છે. પહેલ વહેલી ખેંચ મોઢાને ખુલ્લું કરનારા સ્નાયુમાં આવે છે. અને તેને લીધે મોઢાને ખોલવામાં પહેલી મુશ્કેલી પડે છે. દરદીનું ધ્યાન ખરી રીતે આ ચિન્હજ ખેંચે છે.

મોઢાના સ્નાયુઓની ખેંચ પછી શરીરના બીજા સ્નાયુઓ ખેંચાય છે અને આ પ્રમાણે ચોવીસથી અડતાલીસ કલાક ચાલી દરદીનું મૃત્યુ થાય છે. દરદ એટલે દરજ્જે જોખમી છે કે રસીની શોધ થવા પહેલા સોએ નવાણું દરદીઓ મરણ પામતા. રસીની શોધ થવા પછી સોએ વીસથી ત્રીસ દરદીઓ બચવા પામે છે.

**ઉપાય**—આ દરદના બે ઉપાયો છે; અટકાવવાના અને મટાડવાના. દરદને થતું અટકાવવા તેમજ થયલું દરદ મટાડવા માટે એકજ ઉપાય છે અને તે ઘોડાની રસી. ( Antitotanus Serum ). આ રસી ઘોડાના લોહીમાંથી બનાવવામાં આવે છે. ઘોડાના લોહીમાં પહેલે દિવસે ધનુર્વાનું થોડું ઝેર દાખલ કરવામાં આવે છે, પછી ક્રમે ક્રમે વધારે ને વધારે માત્રા લોહીમાં દાખલ કરવામાં આવે છે

અને છેવટે ઘોડાના શરીરમાં મરણ નીપજાવે એટલી માત્રા દાખલ છતાં ઘોડાને કંઈ ઈજા ન થાય તેવું થાય ત્યારે ઘોડાનું લોહી એક વાસણમાં કહાડવામાં આવે છે. આ લોહીમાંથી સીરમ-રસી (Serum) જુદું કહાડવામાં આવે છે અને પછી તેને જંતુ રહીત બનાવી, કારબોલીક એસીડ જેવી જંતુઘ્ન ચીજો મેળવી નાની મોટી માત્રાઓમાં કાચની સીસીઓમાં પેક કરવામાં આવે છે. આ રસી જો દરદીના શરીરમાં દરદ થવા પહેલાંજ દાખલ કરવામાં આવે તો દરદ થતું નથી. આજના જમાનામાં જે દરદીને છુંદાયલો જખમ થયો હોય અને જે જખમમાં ધુળ મળી હોય તેવા દરેક દરદીને Antitetanic Serum-ધનુર્વાહર રસી આપવામાં આવે છે. ઘણે ભાગે આથી દરદીને ધનુર્વા થતું નથી.

દરદ થયા પછી રસી બહુ ફાયદો કરતી નથી. કેટલાંક દરદીઓને ફાયદો કરે છે. અને તે પણ જો લોહીની નસમાં અથવા બરડાની બખોલમાં આપવામાં આવે તોજ જ્યાં રસી ન મળી શકે ત્યાં મોરફીન, અફીણ, કલોરોફોર્મ ઇત્યાદિ માદક દવાઓ વાપરી દરદીની પીડા ઓછી કરવામા આવે છે.

## હડકવા-(Hydrophobia)

લગભગ પચીસ વર્ષ પહેલાની આ વાત છે. એક દિવસે દશેક વાગે એક ડાકટરને એક દરદીને જોવા માટે બોલાવવામાં આવ્યો. દરદીને શું જણાય છે એમ જ્યારે ડાકટરે પુછ્યું ત્યારે જવાબ મળ્યો કે તાવ આવે છે. પાણી બરોબર ઉતરતું નથી અને ગળામા કંઈ દુઃખાવો હોય એમ જણાય છે. ડાકટર દરદીને ઘેર ગયા અને જોયું તો દશેક વર્ષનો એક છોકરો બિછાનામાં બેઠો હતો. તાવ માપનાં ૧૦૧ ડીગ્રી જેટલો હતો. થોડી થોડી વારે દરદીના મોઢાના સ્નાયુ થોડા થોડા ખેંચાતા હતા. મોઢાનો દેખાવ વિચિત્ર લાગતો હતો.

થોડી થોડી વારે દરદી ઉંડો શ્વાસ લેતો હતો અને શ્વાસ લેવામાં અડચણ હોય એમ જણાતું હતું. દરદીના મોઢામાંથી લાળ, ચીકણી થુંક વહી જતી હતી. ડાક્ટર થોડીકવાર તો વિચારમાં પડયા. મોઢું, ગળું, વિગેરે બધું તપાસ્યું પણ કંઈ દરદ દેખાય નહિ. દરદીને પાણી ઉતરી શકે છે કે નહિં તે જોવા માટે દરદીના સગા વ્હાલાને પાણી લાવવા કહેવામાં આવ્યું. પાણીનું નામ સાંભળતાંજ દરદી બૂમ મારી ઉઠયો. "મારાથી પાણી નહિં પીવાય. પાણી ન જોઈએ." આટલું બોલવાની સાથેજ તેના મોઢાના સ્નાયુઓ જોસભેર ખેંચાવા માંડયા. આ ચિન્હ જોતાંજ ડાક્ટર સમજ્યા કે આતો હડકવાનાં ચિન્હ છે. "આ છોકરાને મહિના બે મહિના પહેલાં કોઈ કુતરૂં કરડયું છે?" એ સ્વાલના જવાબમા દરદીના પિતાએ કહ્યું કે "હા બરાબર સવા મહિના પહેલા કુતરૂં કરડેલું અને તે કુતરૂં હડકાયુ હતું એમ લોકો કહેતા હતા." "આ હકીકત પહેલાથી કેમ ન કહી." ડાક્ટરે પુછ્યું. "અમે જાણ્યું કે કુતરાની હકીકત આગળથી કહેશું તો તમે કદાચ જોવા ન આવો તો" દરદીના બાપે ગળગળા અવાજે કહ્યુ.

ડાક્ટરે નિદાન નક્કી કર્યું કે દરદ હડકવા છે. દરદીને શાંતવન આપી ડાક્ટર બહાર આવ્યા અને દરદીના બાપને કહ્યું કે દરદ અસાધ્ય છે અને ચોવીસ કલાકથી વધારે વખત સુધી દરદી જીવી શકે એમ નથી. ઓગણીસ કલાકે દરદી મૃત્યુ પામ્યો.

સાર—હડકવાનું દરદ હડકાયલું કુતરૂં કરડવાથી થાય છે. કુતરા સિવાય વરૂ, શીયાળ, બિલાડી, ગાય અને ઘોડાને પણ હડકવાનું દરદ લાગુ પડે છે; પણ મુખ્યત્વે કુતરાને વધારે પ્રમાણમાં થાય છે. હડકાયું કુતરૂં કરડયા પછી એકથી છ મહિના પછી માણસને હડકવાનું દરદ દેખાય છે. એક વખત દરદ થયા પછી દરદી બચતો નથી. દરદ થયા પછી બે થી ચાર દિવસની અંદર મરણ પામે છે. કુતરૂં કરડવા પછી જો હડકવા અટકાવવાની રસી મુકવામાં આવે છે તો

દરદી ઘણે ભાગે બચી જાય છે. કચ્છમાં માધાપુર નામે ગામ છે.આ ગામમાં એક કુતરૂં હડકાયું થયું અને અગીઆર માણસોને કરડયો. આમાંથી માત્ર એકજ માણસની સ્થીતિ રસી મુકવાને ઠેકાણે પહોંચવા જેવી હતી. તે વખતે હડકવા અટકાવવાની રસી બનાવવાનું એકજ સ્થળ હતું. આ સ્થળ પંજાબમાં આવેલું હતું અને તેનું નામ કસૌલી હતું. દરદી મહામુસ્કેલીએ ત્યાં પહોંચ્યો. દરદી વૃદ્ધ હતો એટલે કસૌલીની ઠંડીમાં તેને ન્યુમોનિયા લાગુ પડયો. એકંદર ૨૮ ઇન્જેકશન લેવાનાં હતા પણ ન્યુમોનીયા થવાને લીધે દરદી માત્ર ૨૧ ઇન્જેકશન લઇ શકયો. એટલે કે ઇન્જેકશન લઈ પોતાને ગામ પાછો વળી આવ્યો. હવે જે બીજા દસ જણાને એજ કુતરો કરડયો હતો તે બધાએ ૭ મહિનાની અંદર હડકવાના દરદથી મરણ પામ્યા. કસૌલી જઇ ૨૧ ઇન્જેકશન લેનાર ડોસો બચી ગયો. ત્યાર પછી બરાબર ૧૪ વર્ષ આ વૃદ્ધ પુરૂષ જીવતો હતો અને પછી પણ બીજા દરદથી મરણ પામ્યો.

, આ ઉપરથી એટલું સિધ્ધ થાય છે કે હડકાયું કુતરૂં કરડે કે તરત આ રસી મુકાવવી એમાજ ડહાપણ અને સલામતી છે. હવે તો આ રસી મુકાવવાની સગવડ કસૌલી ઉપરાંત નીલગીરીમા, કુનુરમા અને ખુદ મુંબઇમાં હાફ્કીન ઈન્સ્ટીટયુટમા કરવામા આવી છે. આખી સારવાર ચૌદેક દિવસ ચાલે છે અને તેનાથી હડકવા થવાનો ભય હમેશને માટે ટળી જાય છે.

રસી જેમ બને તેમ તરત મુકાવવી જોઇએ, કુતરૂં કરડયા પછી રસી જેટલી મોડેથી મુકવામાં આવે તેટલી સલામતી ઓછી સમજવી. કુતરૂં કરડયા પછી સાતેક દિવસની અંદર રસી મુકાવનારા પૈકી જવલ્લેજ કોઇકને હડકવાનું દરદ લાગુ પડે છે.

આપણા લોકોમાં, ખાસ કરી અજ્ઞાન અને ગામડીયા લોકોમાં એવી માન્યતા હોય છે કે કુતરૂં કરડવા પછી અમુક પીરની જગોએ અથવા અમુક માતાના મંદીરે ગયા હોય તે લોકોને હડકવાનું દરદ

થતું નથી. અમારા અનુભવ પ્રમાણે આવી માન્યતાઓ અજ્ઞાનને લીધે, અંધ શ્રદ્ધાને લીધે અથવા ખરી સ્થીતિ સમજવાની અશક્તિને લીધે બંધાય છે. જ્યાં જીવન મરણનો સવાલ હોય અને જ્યાં રસી મુકાવવા જેવી ખાત્રી લાયક સારવાર લગભગ મફત મળી શકતી હોય ત્યાં પીર, ફકીર કે દેવી–માતા ઉપર આસ્થા રાખી જોખમ ખેડવું ભુલ ભરેલું છે.

હડકાયું કુતરૂં કરડે કે તેજ વખતે કોઈ ધારવાળા શસ્ત્રથી જખમને મોટું કરવું અને ઝેરને ચુસી લેવું અથવા ગરમ પાણીથી ધોઈ નાંખવું. જો કુતરૂં હાથ કે પગ ઉપર કરડયું હોય તો લોહી કઢાડવા કે લોહી ચુસવા પહેલા જખમથી ઉપરના સાંધાની ઉપરના ભાગમા મજબુત પાટો બાધવો કે જેથી લોહીનું વહન બંધ થાય. ત્યાર પછી જખમને નાઇટ્રીક એસીડ, કારબોલીક અથવા એવી કોઈ બીજી દંભક દવાથી બાળી નાખવો. દેશી વૈદકમાં વમન અને રેચન બતાવવામા આવ્યા છે. આ ઉપાયથી શરીરમાનું ઝેર થોડું ઘણું જરૂર ઓછુ થાય છે.

હડકવાનુ દરદ લાગુ પડવા પછી કોઈ પણ ઉપાય કામે લાગતો નથી. દરદીને પીડા ન થાય તેટલા માટે મોરફીયાની પિચકારી મારવાથી, ગાડાની જ્ગોએગી કલોરલ હાઈડ્રેટ જેવા ઘેન લાવનારા ઔષધો આપવાથી દરદીને દુઃખ થતું અટકાવી શકાય છે. મૃત્યુ થતું અટકાવવા કોઇ પણ ઉપાય હજુ શોધવામાં આવ્યો નથી. હડકવા મટાડવાની રસી શોધવામા આવી છે પણ હજી સુધી તે બહુ અસરકારક નીવડી જણાઈ નથી.

---

# બાળકોનો લકવો—તેની વાત.

## (Antorior Poliomyelitis)

લક્ષ્મીનંદન શેઠ સર્વ વાતે સુખી હતા. વેપાર રોજગાર ધમધોકાર ચાલતા, લક્ષ્મીદેવીની સંપૂર્ણ કૃપા હતી, સરસ્વતી દેવી સાથે ઝાઝી નિસ્બત નહોતી, નાતજાતમાં આબરૂ પણ બહુ સારી, ઘરમાં રંભાને પણ લજાવે તેવી ગૃહિણી. ટુંકામાં કહીએ તો સર્વ વાતે સુખી હતા. માત્ર એકજ ખામી હતી. ઘેર પારણું ઝુલતું નહોતું. પ્રભુએ "શેર માટી" આપી નહોતી. સારી રીતે બાધાઓ રાખી, માનતાઓ કરી, યજ્ઞો કર્યા, ધર્મદાન કર્યા પણ બધું ફોગટ થયું. એમ કરતાં વર્ષો નીકળી ગયા. છેવટે એક અબધુત બાવો ગામમાં આવી ચડયો. બાવો આડંબર બહુ મોટા રાખે, વાતો તો એવી કરે કે જાણે ભગવાન એની ટચલી આંગળીએ બાધ્યા હોય. ગામના લોકો શ્રધાળુ, વહેમી અને અજ્ઞાન, એટલે બાવાજીનું ટટ્ટુ ગામમાં ખુબ ચાલ્યું. બાવાજી તો ભગવાનના દૂત તરીકે પુજાવા લાગ્યા. લક્ષ્મીનંદન શેઠને પણ આ બાવાની પૂજા કરવા હેતુ પ્રેતુઓએ સલાહ આપી. હવે અકસ્માત એવો થયેલો કે આ બાવાના આવવા પહેલાં શેઠ શેઠાણીને મુબઇ લઇ ગયલા અને ત્યા એક કુશળ સ્ત્રી ડાકટરને બતાવવામા આવેલા. સ્ત્રી ડાકટરે દવાઓ લખી આપેલી અને છ મહિના સુધી ચાલુ ખવરાવવા ભલામણ કરેલી. તે પ્રમાણે દવાઓ નિયમીત વપરાતી જતી હતી અને તેની અસર સારી રીતે થવા માંડેલી; તે દરમ્યાન તો બાવાજીની પૂજા શરૂ થઇ. કાકતાલી ન્યાયે આજ વખતમાં શેઠાણીને ગર્ભ રહ્યો.

બાવાજીએ ભવિષ્યમાં ભાખ્યું કે "લડકા હોગા." વખત પૂરો થતાં લડકાને બદલે લડકીનો જન્મ થયો. જેને ત્યા વર્ષો સુધી કંઇએ સંતતિ નહોતી તેને ત્યાં "દીકરી પણ સાત દીકરા" જેવી

ગણાઇ. શેઠ શેઠાણી ખુશી થયા. બાવાજીના પણ માન વધ્યા. બાવાજી સર્વજ્ઞ છે એમ બતાવવા કોશેષ કરતા; એટલે છોકરીનું ભવિષ્ય ભાખવા પણ તૈયાર થયા. ભવિષ્યમાં મુખ્ય વાત એ હતી કે દશ વર્ષની અવસ્થા સુધી તો આ છોકરીને "નખમાં પણ રોગ" ન થવો જોઇએ. ચારેક મહિનાની છોકરી થઇ ત્યાં સુધી તો તબીયત ઠીક ચાલી; કારણ કે ધાવણ ઉપરજ હતી. ચાર મહિનાની થઈ એટલે ગાંમમાં ડાહી ગણાતી ડોસીમાએ સલાહ આપી કે થોડું ઘી, ગોળ બે વખત ચટાડો. જરા જરા શીરાની આંગળી આપો અને ઘઉંની પાતળી રાબ તો જરૂર આપો. એક તરફ આમ અનાજની શરૂઆત જોઇએ તેના કરતાં વહેલી થઇ, બીજી તરફ શરદી લાગશે, ઇત્યાદિ ખોટા ભય રાખી છોકરીને બહારની હવા કે સૂર્યનું અજવાળુ ન બતાવતાં ઘરમાજ ગોંધી રાખવાથી "રીકેટસ" નો રોગ લાગુ પડયો. હાડકાં નરમ થયાં અને પારણામાંથી ઉઠાડતાં, સુવાડતા, બાપડી રડતી એટલે તેના હાડકાં દુઃખતાં હતાં. એકાદ મહિનો રહી સખ્ત શરદી થઇ. કોઇ સારા વૈદ્યની દવાથી મટી પણ થોડી થોડી ઉધરસ તો ચાલુજ હતી. શરીર પણ નબળું રહેતું. આ બધા કારણોથી શેઠની શ્રદ્ધા બાવાજી ઉપરની કમતી થતી હતી પણ બાવાજી બોલવામા બહુ ચાલાક, રોફ મારતાં સારો આવડે અને મોટા મહાત્મા જેવી વાતો કરે. એટલે બિચારા શેઠે ભયને લીધે બાવાજીની પૂજા કરવી ચાલુ રાખી.

આ પ્રમાણે હેઠેક વર્ષ નીકળી ગયો. શેઠની દીકરી મહા મુશ્કેલીએ થોડું થોડું ચાલવા શીખી. તંદુરસ્ત બાળક અગીઆરે મહિનાનું ચાલવા શીખે ત્યારે આ બાળકી મહા મુશ્કેલીએ દોઢ વર્ષે જરા જરા પગ દેવા માંડી. એમ કરતાં બાળકી ત્રણ વર્ષની થઇ.

એક દિવસ ઉનાળાની સાંજ હતી. શેઠાણી ઘરની અગાસીમાં પોતાની સહીયરો સાથે ટોળ ટપ્પાં મારતા હતા. નાની ત્રણ વર્ષની દીકરી એક ગાદી ઉપર સુતેલી હતી. આ વાતને ત્રીજે દિવસે

બાળકીને તાવ આવ્યો અને બીજેજ દિવસે જોવામાં આવ્યું કે બાળકી ઉભી થઇ શકતી નહોતી. બન્ને પગ લૂલા થઇ ગયલા જણાયા. બાવાજીને પુછતાં "માતાનો રથ" જે અંતરીક્ષમાંથી પસાર થતો હતો તે બાળકીના પગ ઉપરથી પસાર થઇ ગયો છે એમ કહ્યું. મહિનોક દિવસ બાવાજીએ આડા અવળા ઉપાયો કર્યા પણ બધું ફોકટ થયું.

હવે લક્ષ્મીનંદન શેઠને બાવાજી ઉપરથી શ્રદ્ધા ઉઠી અને મહા મુશ્કેલીએ તેમને ઘેરથી રવાના કર્યા; અને પોતાના એક વકીલ મિત્રની સલાહથી દીકરીને મુંબઇ તેડી ગયા. ત્યાં સારા કુશળ ડાક્ટરની સલાહથી વીજળીની સારવાર લીધી અને તેથી છેક ૭ મહિને બાળકી ફરી હાલતી ચાલતી થઇ.

હવે શેઠ બાવાઓને ઢોંગી, ધુતારા માને છે અને જ્યારે કંઇ નાની મોટી માંદગી આવે છે ત્યારે કોઇ વિદ્વાન વૈદ્ય કે હુશિયાર ડાક્ટરની સારવાર લે છે.

**સાર**—આ દરદ બાળકોને વધારે પ્રમાણમાં થાય છે. બે વર્ષની વયથી દશેક વર્ષની વય સુધીના બાળકોને વિશેષ થાય છે. બાળક ઘણે ભાગે "રીકેટી", નબળું, અસ્વચ્છ લોહીવાળું, ફીકું હોય છે. કવચિત તદન તંદુરસ્ત દેખાતા બાળકોને પણ આ દરદ થાય છે. આગલે દિવસે તો બાળક તદન તંદુરસ્ત હોય છે. બીજે દિવસે થોડો ઘણો તાવ આવે છે, બાળક રડે છે, કદાચ ઉલટી થાય છે. તાવ આવવાને બીજે કે ત્રીજે દિવસે બે પગ અથવા એક પગમાં લકવો પડી જાય છે. વખત જતાં એ પગ અથવા પગોના સ્નાયુઓ સુકાવા માંડે છે. જો એકજ પગમાં દરદ હોય તો બીજા પગના સ્નાયુઓને મુકાબલે દરદ વાળા પગના સ્નાયુઓ નરમ સુકાયલા અને જોર વિનાના જોવામાં આવે છે. બાળક ઉભું રહી શકતું નથી અને ચાલતાં શીખ્યું હોય તો ચાલી શકતું નથી. વખત જતાં થોડો થોડો સુધારો થાય છે; પણ ઘણા બાળકોના

પગમાં થોડી ઘણી ખામી રહી જાય છે. જો બરોબર સારવાર કરવામાં આવે તો કવચિત દરદી તદન સારો પણ થઇ જાય છે.

કારણ—આ દરદનું ખરૂં કારણ જાણવામાં આવ્યું નથી. બરડાના ભાગમાં સરદી લાગવાથી, અથવા કંઈ ઇજા થવાથી અથવા બાળકના લોહીમાં કોઇ ઝેરી તત્વો પેદા થવાથી આ દરદ થાય છે એમ માન્યતા છે. દરદ એકદમ અણુચિંતવ્યું થાય છે તેથી અજ્ઞાન લોકો "માતાનો રથ" ફરી ગયાને લીધે દરદ થાય છે એમ માને છે. ખરી રીતે તો જે દરદનું સ્પષ્ટ કારણ ન જાણવામાં આવે તેના કારણો તરીકે અનેક અટકળો કરવામાં આવે છે. "માતાનો રથ" ફરી જવો એ પણ એક એવીજ જાતની વહેમ ભરેલી અટકળ છે.

## અર્ધાંગની વાત–( Hemiplegia )

એ હતા ધર્મગુરૂ. કયા ધર્મના કે સંપ્રદાયના તે નહિં કહું. કમાવાની કે ધધો કરવાની ચિંતા તો ધર્મગુરૂને તો હોયજ શાની? ખાવું, પીવું, હરવું, ફરવું અને થોડો વખત જ્યારે પોતાના શિષ્યો કે અનુયાયીઓ આવે ત્યારે ભારેખમ મોઢું કરી આસન ઉપર બેસવું. આ ધર્મગુરૂનું આચરણ પણ સાફ નહિં; એટલે લગભગ અઠાવીસેક વર્ષની અવસ્થાએ ઉપદંશ, વિસ્ફોટક, ( Syphilis ) જેવા દરદો થઇ ગયેલા. યોગ્ય ઉપચાર કરવાથી બહારથી તો દરદ મટયું દેખાયું પણ લોહીમા તેનું ઝેર હમેશને માટે પડી રહ્યું. જતે દહાડે એ વાત પણ ભૂલાઇ ગઇ. એમ કરતાં આપણા ધર્મગુરૂની અવસ્થા ૪૫ લગભગ થઇ. સારૂં સારૂં ખાવા પીવાનું હોવાથી અને કસરત વિના આખો દિવસ પડી રહેવાથી શરીર મેદવાળું થઇ ગયું. બહારથી જોતાં તો રૂષ્ટપુષ્ટ શરીર લાગે પણ જરા દાદર ચડવું પડે તો પણ હાંફણ ચડી આવે. માથામાં અવારનવાર દુઃખાવો થયા કરે. કદાચ

કોઇ વખત ચકરી પણ આવી જાય. આવી રીતે બીજાં એએક વર્ષ નીકળી ગયાં.

એક દિવસે ચોપટની રમત ચાલતી હતી. આપણા ધર્મગુરૂ સાહેબ ખૂબ ઉત્સાહમાં આવી ગયા હતા અને પોતાના પ્રતિસ્પર્ધીની સોગઠી મારવામાં ખૂબ ઉશ્કેરાઇ ગયા. એક મીનીટમાં તો ધર્મગુરૂ સાહેબ લાકડું બની ઢળી પડયા. વાચા બંધ થઇ ગઇ, શુદ્ધિ જતી રહી અને મુડદાની માફક નિશ્ચેત થઇ પડી રહ્યા. શ્વાસ જોસભેર ચાલવા માંડયો, નાડી પણ ખૂબ જોરથી ચાલતી હતી. ગળામાં કફ ભરાઇ રહેવાથી ખરર-ખરર અવાજ થયા કરતો હતો. લાગતા વળગતા તરતજ ડાકટરને બોલાવવા દોડયા.

ડાકટરે આવી જોયું તો દરદી બેશુદ્ધ પડયો હતો, શ્વાસ જોરથી ચાલતો હતો. નાડી સાધારણ જોરમા હતી. થુંક મોઢામાંથી વહી જતું હતું. આંખની કીકી સંકોચાયલી હતી. જમણી તરફનો હાથ અને પગ ચૈતન્ય રહિત થઈ ગયા હતા. ડાબો હાથ અને ડાબો પગ ઠીક હતા. તાવ માપવાનું યંત્ર મુકતાં તાવ ૧૦૧ લગભગ હતો. ડાકટરે અભિપ્રાય આપ્યો કે મગજમાં રહેલી લોહીની નસ તુટી ગઇ છે અને મગજમાં લોહી ગયું છે. જમણી બાજુનું અંગ રહી ગયું છે. જમણો હાથ અને જમણા પગમાં લકવો પડયો છે. જો દરદી સુધરશે તો ચારેક દિવસ પછી થોડી થોડી સંજ્ઞા આવશે અને છેક બેએક મહિને બોલવાનું શરૂ થસે. એકાદ વર્ષ પછી જમણો હાથ સુધરશે અને તેમાં ચૈતન્ય આવશે. જમણા પગમાં ચૈતન્ય આવશે પણ થોડી ઘણી ખોડ તો જન્મ સુધીની રહેશે. જો બીજો હુમલો થશે તો પરિણામ ભયંકર સમજવું.

ઉપર પ્રમાણે અભિપ્રાય આપ્યા પછી માથા ઉપર બરફ મુકવો ચાલુ કર્યો, એક હાથની ફસ ખોલી થોડું લોહી જવા દીધું. ત્રણ ચાર સખ્ત જુલાબ લાગે એવી દવા મોઢામાં મુકી અને ફરી રાત્રે જોવા આવવા માટે કહ્યું. ત્રણેક દીવસ સુધી તો દરદીની

સ્થીતિ જીવન મરણ વચ્ચે ઝોકાં ખાતી હતી. ત્રણ દિવસ પછી સુધારો જોવામાં આવ્યો અને ઉપચાર ચાલુ હોવાથી થોડો થોડો સુધારો થતો આવ્યો. એક મહિને તોતડાતાં તોતડાતાં બોલવાનું શરૂ થયું. છએક મહિને હાથ ઉપડવા માંડ્યો અને છેક બાર મહિને લથડાતા પગે ચાલવાનું શરૂ થયું.

ધર્મગુરૂ સાહેબ જીવતા રહ્યા ત્યાંસુધી ચોખું બોલી શકયા નહિં, હાથે અને પગે ખોડ રહી ગઇ અને મગજશક્તિ લગભગ જતી રહી. આવી જીંદગી પણ જીવવાનું નિર્માણ ન હોવાથી પાંચ વર્ષે દરદે ઉથલો ખાધો અને એક દિવસમાંજ દરદી મૃત્યુ પામ્યો.

સાર—અર્ધાંગ અથવા અર્ધાંગ વાયુ અણધાર્યું, અણચિંતવ્યું દરદી ઉપર હુમલો કરે છે અને તેનેજ લીધે આયુર્વેદમાં તેને અર્ધાંગ વાયુ કહે છે. અમારા મત પ્રમાણે પક્ષઘાત વધારે સારો શબ્દ છે. આ દરદ થવાનું મુખ્ય કારણ એ છે કે મગજમાં રહેલી લોહીની નસ ત્રુટી જાય છે અને તેમાથી લોહીનો શ્રાવ થઇ મગજને નુકશાન કરે છે. જો મોટી લોહીની નસ ત્રુટી હોય તો દરદી ચારેક કલાકે મરણ પામે છે. જો નાની નસ ત્રુટી હોય તો થોડું લોહી જાય છે અને મગજને થોડું નુકસાન થાય છે. પરિણામે દરદી મરતો નથી પણ એક બાજુનો હાથ અને પગ રહી જાય છે. જો મગજના ડાબા ભાગમાં રક્તશ્રાવ થયો હોય તો જમણો હાથ અને જમણો પગ રહી જાય છે. સાથે વાચા પણ બંધ થઇ જાય છે. જો મગજના જમણા ભાગમા રક્તશ્રાવ થયો હોય તો ડાબી બાજુનો હાથ અને ડાબી બાજુનો પગ ખોટો પડી જાય છે, મગજના જમણા ભાગમાં રક્તશ્રાવ થયો હોય તો વાચા બંધ થતી નથી. દરદીને શુદ્ધિ આવે એટલે દરદી સાફ બોલી શકે છે. રક્તશ્રાવ ઉપરાંત કોઇક વખત રક્તશિરાની અંદર લોહી થીજી જાય છે અને તેને લીધે મગજના તે ભાગને લોહી મળતું બંધ થાય છે; તેથી પણ અર્ધાંગ થઇ આવે છે.

આ દરદ ઘણે ભાગે બહુ જાડા માણસોને વધારે થાય છે. ગરીબ કરતાં તવંગરને વધારે થાય છે, ખાવે પીવે સુખી અને એશ-આરામમાં જીંદગી ગુજારનારને વધારે પ્રમાણમાં થાય છે. જેને બાળાવસ્થામાં ઉપદંશનો વ્યાધિ થઇ ગયો હોય તેને થવાનો સંભવ ઘણો વધારે હોય છે. મેદથી ભરપુર શરીરવાળાને થવાનો સંભવ વધારે, પાતળા શરીરવાળાને બહુ ઓછો, માનસિક કામ કરનારને વધારે પ્રમાણમાં થાયછે. શારિરિક મહેનત કરનાર ખેડુતો, મજુરો વિગેરેને ઓછું થાય છે. દારૂ પીનારાને ઘણા વધારે પ્રમાણમાં થાય છે. ગરમ સ્વભાવના માણસને ઠંડા સ્વભાવના માણસ કરતાં વધારે પ્રમાણમાં થાય છે.

રક્તશ્રાવ જો વધારે પ્રમાણમાં હોય અથવા મગજના કોઇ મર્મસ્થળમાં હોય તો ત્રણ ચાર કલાકમા મૃત્યુ થાય છે. કેટલાક દરદી ત્રણ ચાર દિવસે મરણ પામે છે. ચારેક દિવસ નીકળી જાય તો હળવે હળવે સુધારો થવા માંડે છે. પહેલા દરદીને ભાન આવે છે, પછી કેટલેક મહિને હાથમાં ચૈતન્ય આવે છે અને છેક છેલ્લે પગમાં આવે છે. કેટલાક દરદીઓ ફરી હાલી ચાલી શકે છે, કેટલાક લંગડાતા ચાલી શકે છે અને કેટલાક હંમેશને માટે પરાધીન થઇ જાય છે.

**ઉપાય**—દરદી બેશુદ્ધ થાય કે તરતજ તેને બીછાનામાં સુવાડી દેવો, માથા નીચે ઓસીકું મુકવું, માથા ઉપર બરફ મુકવો, બરફ ન મળે તો થંડુ પાણી મુકવું. જો દરદી બહુ લોહીયાળ હોય અથવા લોહીનું દબાણ વધારે હોય તો ફસ ખોલી થોડું લોહી જવા દેવાથી ફાયદો થાય છે. આ પ્રમાણે લોહી કહાડવાથી ઘણા દરદીઓ અર્ધાંગ વાયુના હુમલાથી બચી શકયા છે. ત્રણ ચાર જુલાબ આવે એવી દવા આપવાથી પણ દરદીને વધારે જલદી ભાન આવે છે. જોખમનો વખત નીકળી ગયા પછી તો કુદરતજ કામ કરે છે. જેમ જેમ મગજમાં ગયેલું લોહી શોષાવા માંડે છે તેમ તેમ સુધારો થતો આવે

છે. દરદીના સંતોષની ખાતર આયોડાઇડ જેવા ઔષધો આપવા પડે છે. કેટલાક દરદીઓમાં, ખાસ કરી જેને ઉપદંશનો વ્યાધ થઈ ગયો હોય તેવા દરદીઓને સારો ફાયદો થાય છે.

## હીસ્ટીરીયા ( Hysteria )

એ બાઇનું નામ ચંદ્રાવતી. માબાપને ઘેર લાડ ચાગમાં ઉછરેલી. માત પિતાએ ચાર અક્ષર ભણાવેલા પણ ખરા; એટલે બાળાને પરિણીત જીંદગી ભોગવવાના કંઇ કંઇ કોડ જાગેલા. સાસરીયામાં અનુપમ સુખ મળશે એવી અભિલાષાઓ સેવેલી. કમભાગ્યે માબાપે વેવીશાળ કરતી વખતે વરની લાયકાત, ઉમર ઇત્યાદિ જોવાને બદલે કુળ તરફ વધારે જોયું. આ કારણથી ચંદ્રાવતીની ઉમરનો એટલે બાર વર્ષની વયનો વર જોયો. બાર વર્ષની બાળાના લગ્ન જો ન કરી દેવામા આવે તો સાત પેઢી રૌરવ નર્કમા પડે એમ ભટજી મહારાજ પાસેથી કથામા સાંભળેલું એટલે ચંદ્રાવતીને બારમું વર્ષ બેસે તે પહેલાં તો પરણાવી દેવામાં આવી. સાસરીયામાં ધણી બાળક હતો અને સાસુ કર્કશા હતી. સસરો સાસુથી બીતો એટલે તેનો તો હિસાબજ નહોતો. અગીઆર વર્ષની બાળા પરણી પતિ ગૃહે આવી, તેને એકાદ અઢવાડીયુ થયુ એટલે સાસુએ પોત પ્રકાશવા માડયું. ઘર કામનો ઘણો ખરો બોજો આ કુમળી બાળા ઉપર નાંખવા માડયો. કામમા જરા તરા ભુલ થાય કે ન થાય પણ સાસુજીની કરવતથી પણ વસમી જીભ બિચારી ચંદ્રાવતી ઉપર તો ચાલતી જ હોય. માવિત્રોને ઘેર કોઇ દિવસ અસભ્ય વાક્ય પણ સાંભળેલું નહિ અને અહીં તો મનને આઘાત પહોંચે એવા વેણ સાંભળ્યા વિનાની ઘડી પણ ન જાય. પતિ પાસે ફરિયાદ કરવાથી કંઇ ફાયદો નહોતો એટલે બિચારી બાળા ચુપચુપ કોઇ ન દેખે તેમ રડે અને મનને સંતાપ કરે.

આ પ્રમાણે જેમ તેમ એકાદ વર્ષ તો નીકળ્યું. આ વખત દરમ્યાન બાળા ચાર છ માસ પીએર રહી આવી. ફરી સાસરે આવી. સાસરીયામાં તો જે સ્થીતિ હતી તેમાં બગાડો થયો પણ સુધારાનું તો નામજ નહિં. હવે સ્થીતિ અસહ્ય થઇ પડી. એક દિવસ ચંદ્રાવતી બેઠી હતી અને પોતાની સ્થીતિ ઉપર વિચાર કરતી હતી તેવામાં તેને ગળે વજન હોય એમ જણાવા લાગ્યું. થોડો વખત રહી ગળામાં જાણે કોઇ ટુંપો દેતો હોય એવું લાગવા માંડ્યું. શરીરની શુદ્ધિ અર્ધી જતી રહી અને આખે દિલે તાણ આવવા માંડી. હાથની મુઠીઓ જોરથી વળી ગઇ અને આંખો ફાટી ગઇ. શ્વાસ ઉતાવળે ચાલવા માંડ્યો. આવી સ્થીતિ થોડો વખત રહ્યા પછી દરદીએ ધ્રુસકે ધ્રુસકે રોવા માંડ્યું. ચંદ્રાવતીની સાસુ જે અત્યાર સુધી વહુની સ્થીતિ નિહાળતી બેઠી હતી તેણે પોતાના ધણીને હાંક મારી બોલાવ્યો. "જુઓ તો ખરા! વહુને કાંઇ વળગાળ લાગુ પડ્યો છે. પીપળાની પોળમા ભુવો રહે છે તેને બોલાવી લાવો."

આજ્ઞાધીન ધણી હુકમ થતાજ ઉતાવળે પગે ચાલ્યો અને અડધાએક કલાકમાં ભુવાને તેડી હાજર થયો.

ભુવાએ જોઇને કહ્યું કે "વહુને ભૂત વળગ્યું છે, હમણાં કહાડી આપું, થોડાં રાતા મરચા લાવો, થોડો દેવતા લાવો." આ ચીજો મળી એટલે દેવતા ઉપર મરચાં નાખી તેનો ધુપ કર્યો. એક હાથની ટચલી આંગળી ખુબ જોરથી દબાવી. આ બધી ક્રિયાથી ચંદ્રાવતીને હોસ આવી ગઇ અને આંખો ઉઘાડી ભુવાને યશ મળ્યો અને પાચ પૈસા છેડે બાંધી રવાનો થયો.

આઠેક દિવસ પછી ફરી એજ પ્રમાણે ભૂતે દેખાવ દીધો. દરેક વખતે ભુવો હાજર થાય અને એકાદ કલાક મહેનત કરે એટલે ભુત ચાલ્યો જાય અને ચંદ્રાવતીને આરામ થાય; પણ વળી ત્રીજે ચોથે દિવસે એજ સ્થીતિ થાય. એકાદ માસમાં તો એવી હાલત થઇ કે દરરોજ એકાદ વખત તાણ આવે, આંખો, ફાટી જાય

રોવું આવે, હસવું આવે, શ્વાસોશ્વાસ ચાલે. હવે ભુવાને છોડી વૈદ્ય ડાક્ટરની સલાહ લેવા ગામના એક ભણેલા સગાએ સલાહ આપી. ચંદ્રાવતીની સાસુને ગળે આ વાત પહેલાં તો ઉતરી નહિ પણ ભુવાને પૈસા આપી કંટાળેલા હોવાથી છેવટે ડાક્ટરને બોલાવવામાં આવ્યો. ડાક્ટરે દરદીને તપાસી હીસ્ટીરીયા છે એમ અભિપ્રાય આપ્યો અને વહુને પોતાને પીએર ૭ મહિના માટે હવાફેર માટે મોકલવા આગ્રહપૂર્વક સલાહ આપી.

ડાક્ટરની સલાહ માન્ય કરવામાં આવી અને ચંદ્રાવતી પોતાને પીએર ગઈ. ત્યા ગયા પછી એકે દિવસ હીસ્ટીરીઆ અથવા વળગાળ આવ્યો નહિ, એટલુંજ નહિં પણ શરીર નબળું પડી ગયું હતું તે સુધરી આવ્યું.

હવે ચંદ્રાવતીના પિતાને જણાયું કે દીકરીને સાસરીઆમાં કંઇક દુ:ખ છે. સમજાવી પટાવી પુછતાં પોતાની સાસુ તરફથી ભોગવવી પડતી હાડમારીઓનું થોડું ઘણું બ્યાન કર્યું; ચંદ્રાવતીનો પિતા સમજુ અને ડાહ્યો હતો એટલે બીજી ઉપાધિ ન પેદા કરતાં પોતાના જમાઇને પોતાના ગામની કોલેજમાં અભ્યાસ કરવા માટે મોકલવા વેવાઇને લખ્યું; ખર્ચ બચશે એમ જાણી વેવાઇએ ચંદ્રાવતીના પતીને સસરાના ગામે અને ઘરે મોકલી આપ્યો. ત્યાં તે સારી રીતે ભણ્યો એટલુજ નહિ પણ મન અને શરીર બન્નેમાં સારો વિકાસ થયો અને ચંદ્રાવતી ઉપર તેની ખરી લાગણી થઇ. પરિણામે ચંદ્રાવતી સુખી થઈ. ઇશ્વિરની ગતિ અકળ છે. બીજે દિવસે તાર આવ્યો કે ચંદ્રાવતીની સાસુ કોગળીઆથી મરણ પામી. ચંદ્રાવતી અને તેનો વર પોતાને ઘેર ગયા અને ત્યાં સુખથી રહ્યા. ત્યારપછી ચંદ્રાવતીને કોઈ દિવસ હીસ્ટીરીયા આવ્યો નથી.

**સાર**—હીસ્ટીરીયાનું દરદ એક પ્રકારનું મગજનું દરદ છે. દરદી બીજી બધી રીતે તંદુરસ્ત હોય છે. તેના શરીરમાં બારીકમાં બારીક તપાસ કરતા પણ કંઇ ફેરફાર જોવામાં આવતો નથી. જ્યારે હીસ્ટી-

રીયાનો હુમલો ન આવ્યો હોય ત્યારે તદ્દન આરોગ્ય જણાય છે. જ્યારે હુમલો આવે ત્યારે જુદા જુદા પ્રકારના ચિન્હ જોવામાં આવે છે. આ ચિન્હો જુદા જુદા દરદીઓમાં એટલા ભિન્ન હોય છે કે વૈદ્ય કે ડાક્ટરનો અનુભવ જેમ વધતો જાય છે તેમ તે દરદના નવા નવા પ્રકારે જુવે છે.

આ દરદ ઘણે ભાગે સ્ત્રીઓમાં વિશેષ પ્રમાણમાં થાય છે. પુરૂષોમાં જવલેજ જોવામાં આવે છે. સ્ત્રીઓમાં પણ જુવાન અવસ્થાની સ્ત્રીઓમાં વિશેષ જોવામાં આવે છે. માનસિક ઉપાધિ સાથે તેનો નિકટનો સંબંધ છે. યુરોપ જેવા મુલકમાં અવિવાહીત સ્ત્રીઓમાં વધારે થાય છે. આપણા દેશમા વિવાહ પછી વધારે થાય છે. કુદરતી રીતે આનું કારણ એકજ હોઇ શકે અને તે એ કે યુરોપ જેવા દેશોમાં છોકરીને ચિંતા ઉપાધિ વિગેરે પરણવા પહેલા હોય છે. પરણવા પછી તે વધારે સ્વતંત્ર અને સુખી થાય છે. આપણા દેશમા યુવતીની ઉપાધિનાં મંડાણ પરણવા પછીજ થાય છે. ઘરમાં જો સાસુ નણંદ હોય તો ઉપાધિ થવાનો સંભવ વધારે. પતિ પણ સ્ત્રીને ગુલામડી તરીકે રાખે તો કુમળા બાળકીથી એ સ્થીતિ ન સહેવાય અને તેને લીધે માનસિક ઉપાધિ અસહ્ય થઇ પડે. આ પણ હીસ્ટીરીયા થવામાં એક સબળ કારણ છે.

ઉપર કહ્યા પ્રમાણે હીસ્ટીરીયા મગજનું દરદ હોવાથી ઘણી વખત સાધારણ ઉપાયથી મટી જાય છે. ઘણા દરદીઓમાં હુશિયારમાં હુશિયાર ડાક્ટરની સારવાર નિષ્ફળ જાય અને એક સાધારણ ઉંટવૈદ્ય કે ભુવા, જતિના ઉપાય સફળ નીવડે. અમારૂં તો એમ માનવું છે કે ભુવા, વળગાળ, જતિ, તાંત્રિક, વિગેરે લોકોની ઉત્પતિ અને અસ્તીજ હીસ્ટીરીયાને લીધે છે. કોઇ નશીબદારને ચાર દરદી સરખા મળી ગયા અને તેમને દરદ મટયું તો તેમની નામના સ્થાપિત થઇ જાય છે અને પછી તો ઘણા દરદીઓ આવવા માંડે છે, તેમાં જેમને દરદ મટે છે તે તેની પ્રશંસા કરે છે અને કીર્તિ વધારે છે.

હીસ્ટીરીયાના અનેક પ્રકાર છે. હીસ્ટીરીયાને લીધે ગાંડાઈ આવતી અમે જોઇ છે, દરદી કાનના કોઇપણ દરદ વગર બહેરા થઇ જતા જોયા છે, ગળાના કોઇપણ જાતના દરદ વગર મુંગા થઇ જતા અનુભવ્યા છે, હીસ્ટીરીયાને લીધે અંધાપો તો ઘણા દરદીઓમાં આવે છે, ઘણા દરદીઓ ખોરાક ઉતારી શકતા નથી અથવા પાણી પી શકતા નથી, કેટલાક લૂલા થઇ જાય છે અને ચાલવાની શક્તિ જતી રહે છે, કેટલાકને હૃદયનો થડકો ઉપડી આવે છે, કેટલાકને શ્વાસોશ્વાસ એટલા જોરથી ચાલે છે કે બિન અનુભવીને ભય લાગે, ઘણા દરદીઓને કોઇપણ જાતના રોગ વગર ઉલટીઓ થાય છે. આવા આવા તો અનેક જાતના ચિન્હો વાળા દરદીઓ અમારા સ્મરણપટ ઉપર તરી આવે છે. આ બધા દરદીઓના વર્ણન લખવા બેસીએ તો પુસ્તક બહુજ મોટું થઇ જાય.

ઉપાય—હીસ્ટીરીયા માટે ખરો ઉપાય તો ઉપાધિના કારણો શોધી કહાડી, તે કારણોને દૂર કરવાનું છે. કારણ નીકળી જતાં દરદ પોતાની મેળે મટી જશે. દવાઓ વિશેષ કામ કરતી નથી. ડાકટર કે વૈદ્યનું વ્યકતિત્વ વિશેષ કામ કરે છે. જે ડાકટર કે વૈદ્ય દરદીનો વિશ્વાસ જીતી શકે છે તે આ દરદ મટાડવામાં વિશેષ ફતેહમંદ થાય છે. ભુવા, જોગી, જતિઓનું પણ એજ પ્રમાણે સમજવું. જેઓ બોલવામા વધારે ચાલાક હોય, જબરો આડંબર રાખી શકતા હોય, દરદી ઉપર પ્રભાવ પાડી શકતા હોય, વ્હેમી લોકોના વ્હેમને પોષી શકતા હોય એવા લોકો વધારે ફાવી જાય છે. હવાફેરથી ઘણી વખત ફાયદો થાય છે. સ્થળ ફેર અથવા સંયોગો બદલવાથી પણ જરૂર આરામ થાય છે. મનને ખુશીમાં રાખવાથી દરદી ઉપર સારી અસર થાય છે.

## ન્યુરેસથીનીયા ( Neurasthenia ) મગજનો થાક.

*બુદ્દિધન એક ગરીબ માબાપનો દીકરો, બાપ ખેતી કરી પોતાનું ગુજરાન કરે. ગામડા ગામમાં રહેવું અને ત્યાં નિશાળ સુદ્ધાં નહિ એટલે ભણવાની તો વાતજ ક્યાં કરવી. બુદ્દિધન મગજનો બહુ તેજ. કોઈ પણ વાત એક વખત સાંભળે તે ભુલેજ નહિ. જેમ સ્મરણ-શક્તિ સારી તેમ રીસાળ પણ બહુજ. કોઇ કંઇ કહે તો ત્રણ દિવસ જમે નહિ. એની ઉમર જ્યારે નવ વર્ષની થઇ ત્યારે એક દિવસ બાપે ખેતર ઉપર કામ કરવા જવા માટે બહુ કહ્યું. છતાંએ જ્યારે બુદ્દિધને ન માન્યું ત્યારે સારી રીતે મેથીપાક પણ જમાડ્યો. આ મેથીપાક ખાવાથી બુધાને બહુજ રીસ ચડી; અને તે એટલે સુધી કે પોતાના ગામથી ૨૪ માઇલ ઉપર રાજ્યધાનીનું શહેર હતું ત્યા પગે ચાલી પહોંચી ગયો. બાપે બુધાને ખૂબ શોધ્યો પણ પત્તો મળ્યો નહિ. ગામડીઓ પિતા થોડા દિવસ દિલગીર તો થયો પણ ખેતર ઉપર દીકરો કામ કરતો નહોતો અને વગર કામે તેને ખવરાવવો પડતો એટલે તેને બહુ લાગ્યું નહિ.

બુધો શહેરમા જઇ કોઇ નોકરી શોધવા મંડ્યો. સારે કીસ્મતે પહેલેજ દિવસે રાજ્યના એક મોટા અમલદારને ત્યા વાસણ સાફ કરવાની નોકરી મળી. પગાર કંઇ નહિ, માત્ર બે વખત ખાવાનું મળે. આ પણ બુધાએ કબુલ કર્યું. કામમાં વાસણ સાફ કરે, ઘરનું કામકાજ કરે અને છોકરાઓને નિશાળે મુકી આવે. છોકરાઓને નિશાળે મુકવા જાય ત્યા તેમની ચોપડીઓમાંથી થોડું થોડું ભણે. બુદ્ધિ બહુજ તીવ્ર એટલે જે વાંચે તે એકજ વખત વાંચવાથી યાદ રહી જાય. એક દિવસ પોતાના શેઠને ખુશીમા જોઇ બુધાએ અરજ કરી કે છોકરાઓની સાથે તેને જો નિશાળે જવા પરવાનગી મળે તો

* બુદ્દિધન નામ પાછળથી પોતે પાડયું. ગામમાં તો બધા તેને બુધો કહેતા હતા.

તે ભણશે અને સાથે ઘરનું કામ પણ કરશે. શેઠે રજા આપી પણ એવી શરતે કે ઘરનું કામ બરોબર થાય. બુધાએ એ સરત બરોબર પાળી. ઘરનું કામ કરે અને અભ્યાસ પણ કરે. અભ્યાસ એવો સારો કરે કે વર્ગમાં તે પહેલોજ હોય. અભ્યાસ કરતાં કરતાં ઇંગ્રેજી ચોથા ધોરણમાં પહોંચ્યો, ત્યાં તેને પહેલો આવવા માટે પાંચ રૂપૈયા માસિક શિષ્ય વૃત્તિના મળ્યા. હવે તેણે શેઠને અરજ કરી ઘરકામથી મુક્તિ મેળવી. શેઠ પણ ઉદાર દિલના હોવાથી તેને ઘર કામમાંથી છુટ આપી. ત્રણ વર્ષ પછી મુંબઇ યુનીવરસીટીની મેટ્રિકની પરિક્ષા સારે નંબરે પસાર કરી પાંચ શિષ્યવૃત્તિઓ મેળવી. આ શિષ્યવૃત્તિઓની કુલે રકમ પચાસ રૂપીઆ માસિક થવા જતી.

માસિક પચાસ રૂપીયા મળતા હોવાથી મુંબઇ જઇ કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો. હવે આપણે બુધો ન કહેતાં બુદ્ધિધન કહીશું. બરોબર પાંચ વર્ષે બુદ્ધિધન એમ. એ. માં પહેલે નંબરે પાસ થયો. ભાગ્યદેવીની સંપૂર્ણ કૃપા હોવાથી તેની નાતના એક ધનાઢ્ય ગ્રહસ્થે પોતાની એકની એક પુત્રી બુદ્ધિધનને પરણાવી; એટલુંજ નહિ પણ પોતાને ખર્ચે તેને આગળ ભણવા માટે વિલાયત મોકલાવ્યો. બરોબર ત્રણ વર્ષે બુદ્ધિધન બેરીસ્ટર અને ઓકસફર્ડનો એમ. એ. થઇને પાછો આવ્યો. હિંદમાં આવતાં તેને સારી સારી જગ્યાઓ મળી. છેવટે એક મોટા રાજ્યની દિવાનગીરી મળી.

દીવાનગીરીને અંગે મગજ ઉપર અસહ્ય બોજો વેઠવો પડતો. એક તરફથી મહારાજા સાહેબનો મિજાજ જાળવવો, બીજી તરફથી રેસીડન્સીને હાથમાં રાખવી, ત્રીજી તરફથી મહારાજાનો માનીતો હજુરીઓ હતો તેનું મન મનાવતા રહેવું, ચોથી તરફ ઝનાનખાનાની પણ મહેરબાની ન ઓસરાય તેની સંભાળ રાખવી, અને પાંચમી તરફથી પ્રજા પણ બહુ બૂમ ન પાડે તેની પણ ચિંતા કરવી. આ બધા કારણોથી મન ઉપર ચિંતા તો રહ્યાજ કરે, વળી વાંચવા લખવાનો શોખ પણ ખરો એટલે જે થોડો ઘણો વખત મળે તે

વાંચવા લખવાનો કહાડવાનો. આ બધા કારણોથી બુદ્ધિધનનું મગજ અસલ બોજો સહન કરતું હતું.

જ્યાં સુધી યુવાવસ્થા હતી ત્યાં સુધી તો મગજ મજબુત હતું, એટલે આ બોજો સહન કરી શકયું પણ ચાલીસેકની અવસ્થા થતાં મગજ થાકયું; એટલે એક પછી એક ચિન્હ જણાવા માંડયાં. સહુથી પહેલાં તો નિંદ્રા ઓછી થઇ અને વખત જતાં રાતોની રાતો નિંદ્રા વિનાની પસાર થાય, રાત્રે નિંદ્રા ન આવે એટલે મગજ નકામા અને અનિષ્ટ વિચારોમાં ભમે. મગજને આરામ ન મળવાથી મગજ વધારે થાકયું. હવે સ્મૃતિ ઉપર અસર થઇ. વાંચેલું યાદ ન રહે, અરજદારોની હકીકત સાંભળી હોય તે બીજી પળે ભુલી જવાય, દીવાની ફોજદારી કેસ ચાલતા હોય ત્યારે પક્ષકારોના વકીલોએ કરેલી દલીલો હવામાંજ ઉડી જાય. આમ કેમ થાય છે તે બુદ્ધિધનને સમજાય નહિં, એટલે જીવ વધારે અકળાય. થોડાએક માસ એમજ નીકળ્યા. પછી તો માથું ભારે રહે, કાંઇ કામ કરવા ઉત્સાહ થાય નહિં, મગજ બિલકુલ ચાલી શકે નહિં, ખોરાકની રૂચિ કમી થઇ, હાલવા ચાલવામાં જલદી થાક લાગે. રાજ્યના ડાકટરને તબીયત બતાવતાં તેને કંઇ બરોબર સમજણ પડી નહિં એટલે મુંબઇ જઇ કોઇ સારા ડાકટરની સલાહ લીધી. ત્યા અભિપ્રાય મળ્યો કે ન્યુરેસ્થીનીયા–મગજનો થાક છે. મુખ્યત્વે આરામની જરૂર છે.

આ સલાહને માન્ય રાખી દીવાન સાહેબ ચાર માસ માટે યુરોપ ગયા. ચાર મહીનામા તો તબીયત બરોબર થઇ ગઇ; અને શરીર અને મગજ ફરીથી કામ કરવા લાગ્યા. હવે દીવાન સાહેબને એમ લાગ્યું કે જો ફરી મગજ ઉપર એટલોજ બોજો પડશે તો દરદ ફરી ઉથલો ખાશે; જેથી હજુરને અરજ કરી બે નાયબ દીવાનો લીધા અને પોતે કામનો બોજો બહુ ઓછો કરી નાખ્યો. વિશેષમા દર વર્ષે બે વખત એક એક મહિનો કોઇ શીતળ ટેકરી ઉપર હવા બદલાવી આવે છે.

સાર—ન્યુરેસ્થીનીઆ-મગજનો થાક-કેટલીક રીતે હીસ્ટીરીયાને મળતો છે અને કેટલીક રીતે તેનાથી તદ્દન જુદો પડે છે. જેમ હીસ્ટીરીઆ મગજનો વ્યાધિ તેમ આ દરદ પણ મગજનો છે. હીસ્ટીરીઆમાં મગજમાં કોઇ જાતનો ફેરફાર જોવામાં આવતો નથી તેમ આ દરદમાં પણ મગજ પોતામાં કંઈ ફેરફાર જોવામાં આવતાં નથી. બીજી તરફ જ્યારે હીસ્ટીરીયા સ્ત્રીઓમાં વિશેષ પ્રમાણમાં થાય છે, ત્યારે ન્યુરેસ્થીનીઆ પુરૂષોમાં વધારે પ્રમાણમાં થાય છે.' હીસ્ટીરીયા પ્રવૃત્તિ વિનાની સ્ત્રીઓને વિશેષ થાય છે ત્યારે ન્યુરેસ્થીનીઆ અતિ પ્રવૃત્તિવાળાને થાય છે. આ દરદમાં મગજ થાકી ગયલું હોવાથી નીચે પ્રમાણે ચિન્હો જણાય છે. માથું ભારે રહે છે અથવા દુઃખે છે. થોડા ઘણા કામથી પણ મગજનો થાક લાગે છે. શરીરમાં પણ જોઇએ તેવી શક્તિ અને સ્ફુર્તિ રહેતી નથી. આગળ ચાલતાં સમજ શક્તિમાં ન્યુનતા પેદા થાય છે. વાંચેલું કે સાંભળેલું સમજવામાં અડચણ આવે છે. યાદશક્તિ ઓછી થઇ જાય છે. નિંદ્રામાં ઘણેભાગે સારી રીતે ખલેલ પહોચે છે. મન ચિંતાગ્રસ્ત રહે છે અને દરદીને આપઘાત કરવા સુદ્ધાંત વિચાર આવે છે. કેટલાક દરદીઓનું પૌરૂપત્વ કમતી થાય છે અથવા નાશ પામે છે. આરામ લેવાથી દરદ ઓછું થાય છે.

કારણ—આ દરદ ઘણે ભાગે બુદ્ધિશાળી લોકોને થાય છે. જેમને મગજમારીનું કામ હોય, મન ઉપર ઘણી ચિંતાઓ હોય, ખુબ વિચાર કરવું પડતું હોય, જેઓ સ્ત્રી સંસોગ હદથી બહાર કરે છે, એવા લોકોને વધારે પ્રમાણમાં થાય છે.

ઉપાય—આ દરદને માટે શ્રેષ્ટ ઉપાય એકજ છે અને તે એ કે દરદ બહુ વધી જવા પહેલાં દરદીએ સંપૂર્ણ માનસિક આરામ લેવો. દરિયાની લાંબી મુસાફરીએ જવાથી, ઠંડા મુલકમાં રહેવાથી, શીતળ ટેકરીઓ ઉપર રહેવાથી, પ્રવૃતિ મુક્ત થઇ નિવૃત જીવન ગાળવાથી

દરદ ઘણે ભાગે મટી જાય છે. જો બહુ વધી ગયું હોય તો આ ઉપાયો કામે લાગતા નથી અને દરદી હમેશને માટે થાકેલો રહે છે. દવાઓમાં મગજને પુષ્ટિ આપનાર દવાઓ સારો ફાયદો કરે છે. દેશી ઔષધોમાં સારસ્વત ચૂર્ણ (જેમાં મુખ્યત્વે બ્રાહ્મી આવે છે) તે સારો ફાયદો કરે છે. દરદીએ નિયમીત કસરત લેવી અને ખુલ્લી હવામાં ફરવું, તેથી પણ બહુ સારો ફાયદો થાય છે. આનંદ આપનાર મિત્રો સાથે લાંબો વખત કહાડવાથી પણ દરદ ઉપર ફાયદો થાય છે.

## એક કોલેજના વિદ્યાર્થીની વાત.

મનહરરામ મુંબઈની કોલેજમાં ભણવા આવ્યો. ગુજરાતના એક ગામડામાં જન્મેલો અને પાસેના નાના શહેરમાં હાઇસ્કુલનો અભ્યાસ કરી મેટ્રીક પાસ થયો. મનહરરામના માબાપ પોતે પૈસે સુખી હતા અને તે તેમનો એકનો એક દીકરો હોવાથી સારામાં સારી કેળવણી આપવા તેમણે નિશ્ચય કરેલો, એટલે મુંબઇની કોલેજમાં મોકલ્યો. મનહરરામ મુંબઇમા આવી કોલેજની હોસ્ટેલમા ઉતર્યો. ગામડાની ખુલ્લી હવામા રહેલો અને ગામડાના ચોખ્ખા ઘી દૂધ જમેલો એટલે શરીર રૂષ્ટ પુષ્ટ અને તદન તંદુરસ્તીવાળું હતું. સત્તર વર્ષની વયનો થયલો હોવા છતા સ્વભાવે બાળકના જેવો હતો, એટલે વિષય સંબધી બાબતોથી અજ્ઞાન હતો. આજ દિવસ સુધી બ્રહ્મચર્ય પાળેલું.

કોલેજમાં આવ્યા પછી શહેરમા રહેતા કોલેજીઅન મિત્રોથી દોસ્તી બંધાઈ. સહુથી પહેલા તેમની સાથે સીનેમા જોવા ગયો. સીનેમા અમેરીકન હતો એટલે પ્રેમ વિષય સિવાય તો ફીલ્મજ કેમ હોઈ શકે. યુવાન શરીર, તંદુરસ્ત બાંધો અને ચપળ મન; તેમાં

વળી કામોત્તેજક સીનેમા જોયો, એટલે મન વધારે ચંચળ બન્યું. કોઈ દિવસ કુમાર્ગે ગયલો નહિં એટલે બીજો તો રસ્તો ન સુઝ્યો પણ વિલાસી સાહીત્ય તરફ વળ્યો. અંગ્રેજી પુસ્તકો ખરીદી લાવે અને વાંચે. કદાચ એવું એવું વાંચવાથી મનને શાંતિ થાય એમ સમજી શૃંગારી પુસ્તકો વાંચતો. પરિણામે શાંતિને બદલે અશાંતિ થઈ. પાંચ પૈસા ખરચ વધારે કરી શકે એવી સ્થીતિ હોવાથી હોસ્ટેલમાં રૂમ એકલે લીધેલો. સાથે કોઈ ભાગીદાર નહિં. આવી સ્થીતિમાં રાત્રે ઉંઘ ન આવે. બીજે દિવસે એક કોલેજીઅન મિત્ર પાસે સંકોચાતા વાત કરી. પહેલા તો હસ્તક્રિયાનો રસ્તો બતાવ્યો. મનહરરામ એ રસ્તે ચડયો. પહેલાં તો અઠવાડીયામાં એકાદ વખત આ ક્રિયા થતી પણ પછી તો લગભગ દરરોજ થવા માંડી.

વિલાસી સાહીત્ય વાંચવાનું ચાલુ હતું, સીનેમા અને નાટકો જોવાની ટેવ પણ વધી, અને મિત્રોમાં અશ્લીલ વાતો કરવાની ટેવ પણ પડી, એટલે વિચારો અભ્યાસના આવવાને બદલે વિષયના આવ્યા કરે. સ્વપ્નાં પણ આવીજ જાતના આવે, અને સ્વપ્નામા વીર્ય સ્ખલિત થઈ જાય. આ પ્રમાણે સ્વપ્નામાં વીર્યસ્રાવ પહેલાં ચાર છ દિવસે થતું પણ પછી તો લગભગ દરરોજ થવા લાગ્યું. આનું પરિણામ એ આવ્યું કે મનહરરામનું શરીર જે પહેલવાન જેવું હતું તે સુકાવા લાગ્યુ અને ચહેરો ફીકો પડવા માંડયો. આ દરદનો ઉપાય તો કરવો જોઈએ, પણ ઉપાય કોનો કરવો એ મુંઝવણનો વિષય થઈ પડયો. કુદરતી રીતે છાપાઓમા આવતી અસંખ્ય ઝાહેર ખબર તરફ ધ્યાન ખેંચાયું અને રામબાણ, અચુક, મહાત્મા પાસેથી મેળવેલી, ઈત્યાદિ ઈત્યાદિ લલચાવનારી ઝાહેર ખબરોવાળી એકાદ દવા ખરીદી વાપરી. બિલકુલ ફાયદો ન થયો. બીજી દવા મંગાવી એ પણ નિષ્ફળ નીવડી, એમ અનેક દવા અજમાવી ખૂબ પૈસા ખરાબ કર્યાં; પણ ફાયદો થયો નહિં. હવે કોલેજમાં છુટી પડવાનો વખત આવ્યો એટલે મનહરરામ પોતાના માબાપને ઘેર ગયો.

માબાપે, ખાસ કરી બાપે પુત્રની શરીર સંપત્તિ મુંબઇમાં સારી રીતે બગડેલી જોઈ. કારણ શોધવા ઘણી તજવીજ કરી પણ મનહરરામ શરમને લીધે પિતા પાસે બોલ્યો નહિ. છેવટ ગામમાં એક કુટુંબના વૈદ્ય હતા તેને ભલામણ કરી. આ વૈદ્યરાજે મનહરરામને પોતાને ઘેર બોલાવી બધી હકીકત પુછી ત્યારે તેણે બધો ખુલાસો કર્યો. વૈદ્યરાજ અનુભવી હોવાથી પહેલાં તો શૃંગારના પુસ્તકો વાંચવા બંધ કરાવ્યા. મનમાંથી વિલાસી વિચારો કહાડી નાંખવા ખૂબ સમજુત કરી. રાત્રે નિદ્રા સારી રીતે આવી જાય તેને માટે ઔષધો આપ્યા અને શરીર મજબુત કરવા માટે ધોળી મુસળી, સતાવરી, ગોખરૂ, બળબીજ, એખરો એવી એવી કાષ્ટ ઔષધિઓ નાંખી લાડુ બનાવી આપ્યા. આવી જાતની માવજતથી મનહરરામનું શરીર સારી રીતે સુધરી આવ્યું. મનહરરામના બાપે હવે તેને કોલેજ મોકલવાનો વિચાર માંડી વાળ્યો અને સારી કન્યા જોઇ લગ્ન કરી આપ્યું. ત્યારપછી મનહરરામને આ દરદ ફરી કોઈ વખત થયું નથી.

## ધાતુક્ષીણતાની વાત બીજી.

વિલાસચંદ્ર મુંબઈના શેઠીઆ હતા. બાપે પુષ્કળ પૈસો છોડેલો એટલે કમાવાની ચિંતા નહોતી, માત્ર ખરચવાનીજ ચિંતા હતી. શેઠના છોકરા અને પૈસો પુષ્કળ એટલે અઢાર વર્ષે તો સોળ વર્ષની રંભા જેવી યુવતી સાથે લગ્ન થયા. લગ્નની ધામધુમ ચાલતી હતી તે દરમ્યાન કેટલાક મિત્રોની ભલામણથી એક નાચ પાર્ટી ગોઠવવામાં આવી. ગામમાં વખણાતી એક વારાંગનાને એક દિવસના રૂ. ૩૦૦ મુકરર કરી બોલાવવામાં આવી. વિલાસચંદ્રના મિત્રો પૈકી એક જણ આ વારાંગનાનો આશ્રયદાતા હતો. તેણેજ આ ગોઠવણ ઉતારી હતી. તેનો ઈરાદો કોઇ પણ રીતે શેઠના પુત્રને આ ફંદામાં

ફસાવવાનો હતો. ગાન, તાન, અને નાચ થયા. નાચની સાથે હાવ-ભાવ પણ પૂરતા પ્રમાણમાં. પરિણામે વિલાસચંદ્ર ફસાયો અને મિત્રોની સલાહથી માસિક હજાર રૂપીઆના પગારથી વારાંગના તેની રખાત બની.

આ બાજુ લગ્ન પણ થઈ ગયાં. વિલાસચંદ્રની પરણેતર પણ "ઇંદ્રની અપ્સરા" જેવી હતી એટલે તેની સાથે પણ વિષય ભોગ ભોગવવામાં કંઇ મણા નહોતી રહેતી, બીજી બાજુ હજાર રૂપીઆ માસિક પગાર ખાતી વારાંગનાનો મોહ પણ અતિશય હતો. અઢારં વર્ષની કુમળી અવસ્થા તેમાં અતિ વિષય ભોગ થયો એટલે શરીરની શક્તિ ઓછી થઈ. તેને ઉત્તેજીત કરવા એક બાજુ યાકુતિઓ, માત્રાઓ. વટીઓ, ગોળીઓ વિગેરે વાપરવામાં આવી; બીજી બાજુ વીસ્કી અને એવા બીજા ઇંગ્રેજી દારૂ શરૂ થયા. રાત્રે બે વાગ્યા પહેલા સુવાનું નહિ. આ બધા કારણોને લઇ વિલાસચંદ્રનું શરીર સુકાવા લાગ્યુ, મોઢું ફીકાશ મારતું થયું, શરીરમાં કળતર શરૂ થઈ, આળસ તો આખો દિવસ અંગમાંથી ખસેજ નહિં. કોઇ કોઈ વખત છાતીમા મુંઝારો અને હૃદયનો થડકો ઉપડી આવે. અનાજ ઉપર અરૂચિ આવી.

બેએક વર્ષ એ પ્રમાણે નીકળ્યા. પૈસો વાપરતાં પાછું વાળીને જોયું નહોતું, એક બાજુ મિત્રોએ લુંટ ચલાવી, બીજી બાજુ વારાંગનાએ જેટલું કઢાવી શકાય એટલું કઢાવ્યું, ત્રીજી બાજુ મેતા, મુત્સદી ખાંઈ ગયા. છેવટે તીજોરીનું તળીયું દેખાયું. હવે પૈસાની ખેંચ પડવા માંડી એટલે મારવાડીનું કરજ કરવું પડયું. છ એક મહિને કરજ આપનારાઓની સખત ઉઘરાણી થવા માંડી. હવે વિલાસચંદ્રને ખરેખર ચિંતા થવા લાગી. પોતાના ભવિષ્યની ફિકર થઇ. શરીર ખવાઇ તો ગયું હતુ તેમાં પૈસાની ચિંતા પેઠી એટલે શરીર વધારે તવાઈ ગયું. હવે તો રોજ સાંજે તાવ આવવા મંડયો અને થોડી થોડી ઉધરસ પણ શરૂ થઇ. ડાક્ટરોની સલાહ લેતાં ક્ષયની શરૂઆત ,

છે એમ અભિપ્રાય મળ્યો. પંચગીની અથવા ધર્મપુર (ઉત્તર હિંદુસ્તાનમાં) જવાની સલાહ મળી. માત્ર વ્યસન છોડી દેવા સખ્ત તાકીદ મળી. પણ આ બધું કરવાનું હવે બહુ મોડું થયું હતું. ક્ષયનો વ્યાધિ દિવસો દિવસ શરીરને ક્ષીણ બનાવતું ગયું. અને લગભગ આઠેક મહિને વિલાસચંદ્ર ભરયુવાન અવસ્થામાં યુવાન સ્ત્રીને રંડાપો આપી આ દુઃનિયા છોડી ગયો.

**સાર**—ધાતુક્ષીણતા, શુક્રનાશ, કમતાકાત, નબળાઈ, ઇત્યાદિ ઇત્યાદિ નામોથી જાણીતી થયલી સ્થીતિ એટલી બધી પ્રચલિત છે કે તેનો ખ્યાલ બહુ થોડા લોકોને હશે. કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તો આ દરદ સેંકડે કેટલા ટકા હશે તે કહેવું મુશ્કેલ છે, પણ વિદ્યાર્થીઓનો મોટો ભાગ આ દરદથી પીડાય છે એ નિર્વિવાદ વાત છે. પૈસાદારના ફરજંદોમાં પણ એટલેજ દરજ્જે આ રોગે ઘર ઘાલ્યું છે. કોલેજના વિદ્યાર્થીઓમા દરદ વધારે પ્રચલિત હોવાના કારણોમાં મુખ્ય કારણો નીચે પ્રમાણે છે.

(૧) શૃંગારના પુસ્તકો વાંચવા—ખાસ કરી પ્રેમકથાઓ અને વાર્તાઓનું વાંચન.

(૨) નાટક અને સીનેમા જોવા—આજકાલ નાટકો અને સીનેમાઓ ઘણે ભાગે યુવાન પુરૂષોનું દિલ ઉત્તેજીત કરનારા હોય છે.

(૩) કોલેજમાં યુવાન પુરૂષો અને યુવતિઓ સાથે અભ્યાસ કરતી હોવાથી ઘણા દાખલાઓમા મૈત્રી થાય છે અને જુદિ જુદિ જાતિના વિદ્યાર્થીઓ વચ્ચે મૈત્રી ઘણી વખત પ્રેમનું સ્વરૂપ પકડે છે.

ઉપર લખ્યા ત્રણ કારણો ભૂમિકા તૈયાર કરે છે. ભૂમિકા તૈયાર થતાં સ્વપ્નામાં વીર્યશ્રાવ અને હસ્તદોષની ક્રિયા સ્વાભાવિક ઉત્પન્ન થાય છે. આ બન્ને દરદો શરીરને તદ્દન નિર્માલ્ય, નિર્બળ અને નિસત્વ કરી નાખે છે. એક તો કોલેજના અભ્યાસને અંગે મગજની અથાગ મહેનત કરવી પડતી હોય અને બીજી તરફ આવા દરદો

અને કુટેવો સારી રીતે ઘસાવી નાંખતા હોય અને એ નિસત્વ શરીરને જરા ટેકામાં રાખવા "સ્ટ્રોંગ" ચાના પ્યાલા ઉપર પ્યાલા લેવાતા હોય, વળી શહેરમાં વેચાતા નિસત્વ ખોરાક જમાતા હોય અને ક્ષયના જંતુઓથી ભરપૂર હવામાં જીવવાનું હોય; આવી સ્થીતિમાં યુવાન શરીરને ક્ષયનો રોગ લાગુ પડતાં વખત લાગતો નથી, ક્ષયનો રોગ લાગુ પડતાંજ જો દરદી ચેતી જઇ શહેર છોડી ગામડાની હવામાં ગામડીયું જીવન ગાળે તો દૈવ અનુકુળ હોય તો કેટલાક દરદીઓ સારા થાય છે, જ્યારે બાકીના યુવાન અવસ્થામાંજ મરણુ શરણ થાય છે.

ધાતુક્ષીણતા હિંદુસ્તાનમાં કેટલે દરજ્જે પ્રચલિત છે તેનો કંઈક ખ્યાલ રોજના વર્તમાનપત્રો, માસિકો અને જાહેરખબરના બીજા સાધનો દ્વારા શક્તિવર્ધક ઔષધિની અપાતી જાહેરખબરો જોવાથી આવશે. આપણે સહુ જાણીએ છીએ કે વૈદ્યો, ડાક્ટરો અથવા વૈદ્યકશાસ્ત્રમા જેણે ચંચુપાત પણ ભાગ્યેજ કર્યો હોય એવા લોકો મોટી મોટી ઝાહેરખબરો આપી લગભગ નકામા જેવી દવાઓ વેચી પૈસા પેદા કરે છે. આવી એક દવા બનાવનારા વૈદ્યરાજ ઝાહેરખબરોમાં પુષ્કળ પૈસો ખર્ચતા હતા. કોઈ વર્તમાનપત્ર, કોઈ પુસ્તકો કોઈ નાટકના ઓપેરાની ચોપડી, ઈત્યાદિ કોઈ પણ ઠેકાણું એવું ન હોય કે જ્યા આ ઔષધની ઝાહેરખબર ન હોય. આ વૈદ્યરાજ લગભગ રૂપીઆ પચીસ હજાર ઝાહેરખબરમાં ખર્ચતા હતા. એક દિવસ પોતાના એક મિત્ર પાસે બડાઈ મારતા બોલી ગયા કે મારે વર્ષ દિવસે માત્ર ઝાહેરખબરનાજ પચીસ હઝાર રૂપીઆ થાય છે. પેલા મિત્રે કહ્યું કે આટલી મોટી રકમ ઝાહેરખબરમાં ખર્ચવાનું તમને કેમ પરવડે છે. પેલા વૈદ્યરાજે જવાબ આપ્યો કે જેમ એક વેપારી કોઈ વેપાર કરવા પહેલાં નફા નુકસાનીનો હિસાબ કરી વેપારમાં ઝંપલાવે છે, તેજ પ્રમાણે મેં પણ આ વેપાર કરવા પહેલાં પુરતો વિચાર કરી હિસાબ કહાડયો. મારી ગણત્રી એવી છે કે દર વર્ષે હિંદુસ્તાનની તેત્રીસ કરોડની વસતીમાં માત્ર એક લાખ મૂર્ખાઓ મળી

આવશે તોપણ મારે માટે બસ છે. લાખ મૂર્ખાઓ મને એક લાખ રૂપીઆ આપશે, તેમાંથી રૂપીઆ પચીસ હઝાર ઝાહેરખબરના જતાં બાકી રૂપીઆ પંચોતેર હઝાર મને બચશે. હવે લાખ કરતાં જેટલા ઓછા મૂરખા મળશે એટલો નફો ઓછો થશે; પણ મારી ગણત્રી તો એવી છે કે એક લાખ મૂર્ખાઓ તો સ્કુલ અને કોલેજોના વિદ્યાર્થીઓમાંથીજ મને મળી આવશે." આ વૈદ્યરાજે કરેલી ગણત્રી બતાવી આપે છે કે આવી દવા બનાવનારા પોતે પણ બરોબર સમજે છે કે તેમની દવામાં કશો માલ નથી; છતાં ઝાહેરખબર લખતાં આવડી અથવા ઝાહેરખબર લખનારો હુશિયાર મળ્યો એટલે એમનો વેપાર ચાલવા માંડે છે.

શક્તિવર્ધક દવાઓની ઝાહેરખબરોની વિપુલતા બાબત એક બીજી વાત પણ મને યાદ આવે છે. એક અંગ્રેજ ગૃહસ્થ હિંદુસ્થાનમાં વેપાર કરવા આવ્યા. તેમણે હિંદી ભાષાનો અભ્યાસ કર્યો; અને હિંદી ભાષાના અખબારો વાચવા શીખ્યા. બધી બાબતો કરતાં એક બાબતે તેમનું વિશેષ ધ્યાન ખેંચ્યું. આ બાબત તે શક્તિવર્ધક, વીર્યવર્ધક દવાની ઝાહેર ખબરો. તેમણે એક વખત ઉદ્દગાર કહાડ્યા કે આ ઝાહેરખબરો જોતા તો હિંદુસ્તાનમા વસતો પુરૂષ વર્ગ મોટે ભાગે શક્તિહીન અથવા નામર્દજ છે કે કેમ?

આ સ્થીતિ એટલે દરજ્જે પહોંચી છે કે તેના ઉપર જેટલું લખીએ તેટલું ઓછું છે પણ આ પુસ્તકમાં વિશેષ ન લખતા હવે આપણે આ સ્થીતિના ઉપાય યોજીએ.

**ઉપાય**—આ દરદના બે જાતના ઉપાયો હોઈ શકે. એક દરદ અટકાવવાના અને દરદ થયા પછી મટાડવાના. દરદને અટકાવવા માટે સહુથી પહેલાં તો બાળપણથીજ શરીરના વિકાસ ઉપર પુરતું ધ્યાન આપવું જોઈએ. કસરત, નીયમીત પુષ્ટિકારક ખોરાક, ખુલ્લી હવા એ ત્રણ વસ્તુઓ ખાસ જરૂરની છે. છોકરો જ્યારે તે સોળેક વર્ષનો થાય ત્યારે તેના હાથમાં શૃંગારના પુસ્તકો અથવા પ્રેમકથાઓ

અને વિલાસપૂર્ણ નવલકથાઓ ન પડવા દેવી જોઈએ. મોટા શહેરોમાં સીનેમા અને નાટકો જોવાનો અટકાવ કરવો હિતકારી છે. છોકરાને શકમંદ નીતિ અથવા આચરણ વાળા તેનાથી મોટા છોકરાઓની સોબત કરવા ન આપવી. ઘણા અણસમજુ છોકરાઓ હસ્તદોષની કુટેવ બીજા છોકરાઓની સોબતથી શીખે છે. અહીં એક વાતનો ઉલ્લેખ ખાસ કરવા જેવો છે, તે એ કે કેટલાક છોકરાઓની જનનેંદ્રિયની ચામડી લાંબી અને ચોંટેલી હોય છે. આ સ્થીતીને કરોળીઓ કહે છે. આ પ્રમાણે ચોંટી રહેલી ચામડીના અંદરના ભાગમા એક જાતનો ચીકણો પદાર્થ ભરાઈ રહે છે અને તેને લીધે છોકરાને ચળ આવે છે. ચળ કે ખરજ કરતાં તેનાથી ઇંદ્રીનો ભાગ ચોળાય છે અને કેટલીક વખત આ ક્રિયાથી છોકરાને એક જાતની આનંદની લાગણી પેદા થાય છે. આથી તેને હસ્તક્રિયાની બુરી ટેવ પડે છે; માટે જે બાળકની ચામડી ચોંટેલી હોય અથવા બહુ લાંબી હોય તેની ચામડી કપાવી નાંખવી જોઈએ. મુસલમાન લોકોમાં સુનત કરાવતી વખતે આ ચામડી કાપી નાંખવામાં આવે છે એટલે તેમને માટે હસ્તદોષની બુરી ટેવ શરૂ થવાના કારણમાં આ કારણ બાદ થાય છે.

બાળલગ્ન ધાતુક્ષીણતાનો દરદ પેદા કરવામાં મુખ્ય ભાગ ભજવે છે. વીર્ય બરોબર ઘટ્ટ થતું ન હોય, વીર્ય પેદા કરનારા અવયવો બરોબર વિકાસ પામ્યા ન હોય તે પહેલાં તેમના ઉપર બોજો પડવાથી તે થાકે છે અને વીર્ય પાતળું પડી જાય છે અને ધાતુક્ષીણતા ઉત્પન્ન થાય છે. ટુંકામાં કહીએ તો ધાતુક્ષીણતા અટકાવવા માટે બાળકના શરીરનો પુરતો વિકાસ થવા દઇ ઓછામાં ઓછા વીસ વર્ષની અવસ્થા સુધી તેને મને, વચને અને કર્મે બ્રહ્મચર્ય પળાવવું જોઇએ. જો આ નિયમ બધા માબાપો લક્ષમાં રાખે અને પોતાના પુત્રો પાસે પળાવે તો ધાતુક્ષીણતા નામનો દરદ નાબુદ થાય એટલું જ નહિ પણ ભવિષ્યની પ્રજા બળવાન્, ચારિત્ર્યવાન્, આરોગ્યવાન્ અને સદ્‌ગુણી થાય.

દરદ થયા પછી કરવાના ઉપાયોમાં ઘણી વખત ભૂલ થાય છે. સાધારણ વૈદ્ય ડાકટરોની પ્રથા એવી હોય છે કે આ દરદને માટે ઉત્તેજક, પૈષ્ટિક અને ઘણી વખત અફીણ જેવી ગ્રાહી દવાઓ આપે છે. ખરી રીતે દરદીને શામક અને ઠંડી દવાઓ આપવી જોઇએ. પોટાસ બ્રોમાઇડ અથવા સોડા બ્રોમાઇડ બહુ સારૂં કામ કરે છે. કયાનાબીસઈંડીકા, અથવા ભાંગ બહુ નાની માત્રામાં દરદીઓને રોગ મુક્ત કરે છે. ધોળી મુસળી અને મુગલાઇ બેદાણા એ નિર્દોષ પણ ઉત્તમ પૈષ્ટિક દવાઓ છે.

આ સ્થળે ફરીથી વર્તમાનપત્રોમાં મોટી મોટી લલચાવનારી ઝાહેર ખબરોમાં ઝાહેર થતી પૈષ્ટિક દવાઓ બાબતમાં બે બોલ લખવા અમારી ફરજ સમજીએ છીએ. સહુથી પહેલા તો એક સિદ્ધાંત ખાતર જ કહેવું જોઈએ કે જે દવા દરદીની સ્થીતિ પ્રકૃતિ વિગેરે જાણ્યા સિવાય અપાય અથવા લેવાય તે દરેક દરદીને કોઇ દિવસ ફાયદો કરે જ નહિં. એટલે એવી દવા ઉત્તમ બનાવટની હોય તો પણ દરેક દરદી માટે તો સરખી ઉપયોગી નજ હોઇ શકે. બીજી આવી દવાઓમાં તાત્કાલિક ફાયદો બતાવવા માટે માદક ગ્રાહી ઔષધો વાપરવામા આવ્યા હોય છે, તેવા ઔષધો થોડો વખત કદાચ તાત્કાલિક ફાયદો કરે પણ લાંબે ગાળે નુકસાન કરે અથવા દરદ મટાડવામા નિષ્ફળ નીવડે છે. ત્રીજું આવા ઔષધો બનાવનારાઓની યોગ્યતા વિષે દરદીને કંઇ જ્ઞાન હોતું નથી અને બનાવવા મારેનું જ્ઞાન ન હોય તેવા લોકોને હાથે બનાવેલી દવા શરીર માટે વાપરવી એમા જોખમ સમાયલું છે. ટુંકામાં ધાતુક્ષીણતા માટે ઝાહેર ખબરી દવાઓ ન વાપરતાં કોઇ વિદ્વાન વૈદ્ય અથવા ડાકટરની સલાહ લઇ તે પ્રમાણે ઔષધોપચાર કરવામાં વધારે ફાયદો છે.

## ( હૃદયશૂળ ) Angina Pectoris.

ધન્યરામ ગામમાં અગ્રેસર ગણાતો. ગામમાં બે પક્ષ પડી ગયા હતા, તેમાં એક પક્ષનો નેતા ધન્યરામ હતો. બીજા પક્ષનો નેતા બીજો હતો. બન્ને પક્ષ વચ્ચે હમેશાં તકરાર ચાલતીજ હોય. ન્યાયની અદાલતના ફેરા તો બન્ને પક્ષના અગ્રેસરોને લખાયલાજ હોય. આવી જીંદગી ગાળતા હોવાથી ધન્યરામ બહુ ક્રોધી અને જલ્દી ઉશ્કેરાઇ જાય એવો હતો. નાની અવસ્થામાં આચરણ પણ શુદ્ધ નહિ એટલે ઉપદંશ પણ થઇ ગયલ અને તેને પરિણામે લોહી દુઃખિત ખરૂં.

ધન્યરામની અવસ્થા ૪૫ વર્ષની થઈ ત્યાં સુધી તો તેનું શરીર ઠીક રહ્યું પણ એક દિવસ તે જમીને બપોરને વખતે ઘરથી બહાર નીકળ્યો. ગામના ચૌટામાં ગયો ત્યાં તેનો પ્રતિસ્પર્ધી મળ્યો. વાતમાં ને વાતમાં તકરાર થઇ. ધન્યરામ બહુજ ઉશ્કેરાઈ ગયો અને તે એટલે સુધી કે તેનો ચ્હેરો લાલચોળ થઈ ગયો. આ તકરાર ચાલતી હતી તેજ વખતે ધન્યરામને છાતીમા અસહ્ય દુઃખાવો શરૂ થયો. દુઃખાવો એટલો સખ્ત થયો કે તેનું અંગ ઠંડું પડી ગયું અને ત્યાંજ ચૌટા વચ્ચે બેસી ગયો. ગામમાથી લોકો એકઠા થઈ ગયા અને એક ખાટલામા નાંખી ધન્યરામને તેને ઘેર લઈ ગયા. ઘેર પહોંચ્યા પછી તેની સ્થીતિ ગંભીર બની ગઇ. છાતીમાં ડાબે પડખે અસહ્ય દુઃખાવો થાય. આ દુઃખાવો છેક ડાબા હાથમાં આંગળી સુધી પહોંચે. આખા અંગમાં ઠંડો પસીનો વળી આવે. શ્વાસ લેવામાં પણ અડચણ પડવા લાગી. હાથ અને પગમાં કળતર થવા લાગી. ધન્યરામને એમ લાગ્યું કે હમણાં જીવ નીકળી જશે. ગામમાં સાધારણ વૈદ્ય હતો. તેને બોલાવી લાવ્યા. તેને કંઇ દરદની સમજણ પડી નહિ; એટલે પાંચ સાત કોસ ઉપર શહેર હતું, ત્યાથી ડાકટરને બોલાવવા એક માણસને મોકલવામાં આવ્યો.

આ તરફ ધન્યરામ લગભગ ત્રણેક કલાક અસહ્ય પીડામાં રહ્યો. પછી રફતે રફતે દુઃખાવો ઓછો થવા લાગ્યો અને એકાદ કલાકમાં તો ઉંઘ આવી ગઇ. શહેરમાંથી ડાક્ટર આવી પહોચ્યો ત્યારે ધન્યરામ ઘસઘસાટ ઉંઘતો હતો. ડાક્ટરે બધી હકીકત સાંભળી અને નિદાન કર્યું કે દરદ હૃદયશૂળ છે. આ દરદને માટે ખાસ સંભાળ રાખવા જેવું છે; નહિ તો કોઇક દિવસ દરદ જીવલેણ નીવડશે. મુખ્ય સંભાળ એ રાખવાની કે, કોઇ પણ સંજોગોમાં મગજને ઉશ્કેરાવા દેવું નહિ, જોરથી અથવા ગુસ્સાથી કોઈની સાથે બોલવું નહિં. જમ્યા પછી ઓછામાં ઓછો એક કલાક બિછાનામાં પડી રહેવું. રાત્રે વહેલા જમી લેવું. કબજીયત હોય તો જુલાબ લેવો. વધારામાં Amyl Natrite Capsules નામની દવાની ડબી મુંબઇથી મંગાવી લેવા કહ્યું. આ દવા જ્યારે દુઃખાવો ઉપડે ત્યારે વાપરવા માટે કહ્યું. જ્યારે દુઃખાવો ઉપડે ત્યારે એક ફટાકડો ( એમીલ નાઇટ્રેટ નામની દવા પ્રવાહી આવે છે અને તેને ઝીણા કાચના ફટાકડા જેવા લંબગોળ કેપ્સુલસમા ભરવામાં આવે છે. આ કેપ્સુલ્સને બે આંગળી વચ્ચે દાબતા તે ફૂટે છે અને તેમાંથી દવાની હવા બની જાય છે અને તે દરદીને સુંઘાડવામાં આવે છે. કેપ્સુલ ફોડતી વખતે ફટાકડા જેવો અવાજ થાય છે તે કારણથી ફટાકડો નામ આપ્યું છે. ) આપવામાં આવે છે. આ ફટાકડો ફોડી દરદીને સુંઘાડવો, તેનાથી તરતજ આરામ થશે.

એકાદ કલાક ડાક્ટર રોકાયો એટલે ધન્યરામ નિદ્રામાંથી જાગ્યો. આ વખતે તેને દુઃખાવો નહોતો. ડાક્ટરે તેને બરાબર તપાસ્યો પણ હાર્ટમાં કોઇ જાતનો રોગ જોવામાં આવ્યો નહિં. બીજી રીતે પણ દરદીના કોઇ અવયવમાં રોગ જોવામા ન આવ્યો. લોહીનું દબાણ માપતાં ૧૬૦ થયુ. યોગ્ય દવાઓ લખી આપી ડાક્ટર શહેર તરફ રવાના થયો.

ઉપર લખી વાતને ૭ મહિના થઈ ગયા. દુઃખાવો ઉપડવાની

વાત સુદ્ધાં ભુલાઇ ગઇ. વળી એક દિવસે નાત મળી હતી. ત્યાં તકરારી બાબતો રજુ કરવામાં આવી. ધન્યરામ પોતાના સ્વભાવ પ્રમાણે બહુ તપ્યો અને જોરથી બૂમ-બરાડા પાડી બોલવા મંડયો. તેજ વખતે આગળની માફક દુઃખાવો ઉપડયો અને છ કલાક ચાલી પછી શમ્યો. હવે આ દુઃખાવો બીજે ત્રીજે મહિને થવા લાગ્યો.

ધન્યરામે નક્કી કર્યું કે કોઈ સારા ડાકટરની દવા કરવી, તેને માટે તે એક શહેરમાં ગયો અને ત્યાં બે મહિના દવા કરાવવાથી બે વર્ષ સુધી તદ્દન આરામ થયો. બે વર્ષે ફરી કારણ મળતાં દુઃખાવો ઉપડયો. પછી તો મહિને બે મહિને દુઃખાવો ઉપડી આવતો. રાત્રે ઘણી વખત સ્વપ્ન આવે તેમાં જો કોઇથી તકરાર થવાનું સ્વપ્ન આવે તોપણ દુઃખાવો ઉપડી આવે. આવી સ્થીતિ ત્રણેક વર્ષ ચાલી અને પછી એક દિવસ દુઃખાવો જોરથી ઉપડયો અને તેમા ધન્યરામ મરી ગયો.

સાર—હૃદયશૂળ અથવા ઍન્જાઈના પેકટોરીસનું દરદ સ્ત્રીઓ કરતાં પુરૂષને વધારે પ્રમાણમાં થાય છે. ઘણે ભાગે ત્રીસ પાંત્રીસ વર્ષની અવસ્થા પછી વધારે થાય છે. સ્વભાવે તીખા અને જલદી ઉશ્કેરાઇ જનારા માણસોને વધારે થાય છે. જેના મન ઉપર બહુજ ચિંતા હોય તેને પણ વધારે પ્રમાણમાં થાય છે. ઉપદંશની વિક્રિયા જેને થઈ ગઈ હોય તેને થવા સંભવ વધારે રહે છે. પાતળા લોકો કરતાં જાડા, મેદ વૃદ્ધિવાળા શરીર ધારીઓને વધારે પ્રમાણમાં થાય છે. કોઇ પણ જાતની આગળથી ચેતવણી મળે એવાં ચિન્હો જણાયા વિના દરદીને એકદમ છાતીના ડાબા ભાગ તરફ થોડો થોડો દુઃખાવો શરૂ થાય છે. દરદી જો તરંતજ આરામ લેવા બિછાનામા શાંત પડી રહે તો દુઃખાવો કલાક બે કલાક કદાચ બંધ થઇ જાય છે પણ જો દરદી હરવા ફરવાનું અથવા કામ કરવાનું ચાલુ રાખે તો દરદ વધી પડે છે અને છાતીના ડાબા ભાગમાં અસહ્ય પીડા થાય છે. છાતી ઉપરાંત ડાબા હાથમાં પણ કળતર થાય છે. કેટલીક વખત પહેલોજ હુમલો જીવલેણ નીવડે છે; પણ ઘણે ભાગે ચાર થી ચોવીસ કલાક

દુઃખાવો ચાલી પછી ધીમો પડવા માંડે છે; અને ત્યારપછી તદ્દન મટી જાય છે. કેટલાક મહિનાઓ અથવા ઘણી વખત વર્ષો વીત્યા પછી દરદ ઉથલો મારે છે. પછી તો એક ઉથલા અને બીજા ઉથલા વચ્ચેનું અંતર ટુંકું થતું જાય છે; અને જ્યારે દરદ વધારે ગંભીર સ્વરૂપ પકડે છે ત્યારે તો એક દિવસમાં બે ત્રણ હુમલા પણ થઇ જાય છે.

આ દરદનો અજીર્ણ સાથે સંબંધ છે. પેટમાં હવા ભરાવાથી હૃદય ઉપર દબાણ થવાથી કેટલાકને આ દરદ ઉપડી આવે છે. બીજા કેટલાક દરદીઓને હૃદયના સ્નાયુને લોહી પૂરૂં પાડનારી રક્ત શિરાઓ ( Coronary arteries ) માં અવરોધ અથવા જાડાઇ થવાથી આ દરદ થાય છે.

**ઉપાય**—જેને આ દરદ થયું હોય તેને Amyl Nitrite નામની દવાના કેપ્સ્યુલસ ખીસામાજ રાખવા પડે છે. જ્યારે હુમલો આવતો જણાય અને દુઃખાવો શરૂ થાય કે તરતજ એક કેપ્સ્યુલ ફોડી તેની અંદર રહેલી દવાની હવા સુંઘવાથી હુમલો હટી જાય છે. અજીર્ણને લીધે હોય તો તે દરદ મટાડવાની દવા લેવી ફાયદાકારક નીવડે છે. પોટાસ આયોડાઇડથી ઘણા દરદીઓને સારો ફાયદો થાય છે. મોરફીઆની પિચકારી પણ તાત્કાલિક આરામ આપે છે.

---

## અજીર્ણ, અપચો, બદહજમીયત—ઇત્યાદિ નામોથી પ્રચલિત દરદની વાત.

સુંદરજી સાધારણ સ્થીતિના માબાપને પેટે અવતરેલો. સાતે વર્ષનો થયો ત્યારે પોતાના સમોવડીયામાં તોફાની ગણાતો. ભણ તરફ લગભગ લક્ષજ નહિ. તે જમાનામાં સ્કૂલો તો હતીજ નહિ પંડયાની નિશાળોમાં થોડું ઘણું શીખવવામાં આવતું. આ નિશાળોમાં

બેસવા માટે બાંકડા નહોતા પણ તેને બદલે જમીન ઉપર સારી ચોકખી નદીની રેતી પાથરી વિદ્યાર્થીઓ માટે સુંવાળા બેઠક બનાવવામાં આવતી. આ રેતી દર માસે બદલાવી નાંખવામાં આવતી. રેતી બદલાવતાં પણ પંડયાજીને ખર્ચ બિલકુલ કરવો પરવડતો નહોતો; એટલે એવો નિયમ રાખવામાં આવતો કે દરેક વિદ્યાર્થી પોતાને ઘેરથી એક મજબુત ધોતીઉં અથવા પછેડી લઇ આવે અને તેમાં જુની રેતી ઉપાડી રસ્તા ઉપર નાંખી દે. ત્યાર પછી બધા નિશાળીઆઓ ગામની બહાર આવેલી નદીમાંથી એક એક ગાંસડો રેતીનો બાંધી આવતો અને નિશાળમાં પાથરી દેતો. સુંદરજી બધા નિશાળીઆઓ કરતા મોટો ગાંસડો બાંધતો. જેમ મહેનત કરવામાં જબરો તેમ ખાવામા પણ પહેલે નંબર. બે ત્રણ શેર મીઠાઇ ખાઈ જવી કે પાચ શેર ભજીયાં ખાઈ જવાં તે તો સુંદરજીને મન રમત હતી. આમ કરતાં સુંદરજી વીસેક વર્ષનો થયો એટલે માતપિતાએ મુંબઇ કમાવા મોકલ્યો.

મુંબઇ આવી સુંદરજીએ નોકરી શોધવા માંડી. ભણતર બહુ ઓછું એટલે બીજી તો નોકરી મળે શાની ? મજુરી સિવાય બીજા કામની આવડત નહિ એટલે છેવટે કોલાબા ઉપર બારદાન સીવવાની નોકરી મળી. તેમાં દર માસે પાંચ રૂપીઆનો પગાર મળતો. તે વખતે વીસીનો દર ત્રણ રૂપીઆનો માસિક હતો. સુંદરજી જેને ત્યાં જમતો તેને આ ત્રણ રૂપીઆમાં બે રૂપીઆની ખોટ જતી; એટલે કે સુંદરજી બીજાઓ કરતા બમણું ખાઇ જતો. મુંબઇમાં કહેવત છે કે "રોટલો મળે પણ ઓટલો ન મળે." એ કહેવત અનુસાર સુંદરજી વીસીમાં જમતો અને મેદાનમાં સુતો. સુંદરજીની સાથે મેદાનમાં સુવાવાળા બીજા સુનારો પણ હતા. લગભગ બારેક જણા મેદાનમા સુવા જતા.

એક દિવસ રાત્રે નવેક વાગે આ બાર ભાઇબંધો પોતપોતાના બીછાના ઉપાડી મેદાનમાં સુવા ગયા. સુવાની તૈયારી કરે છે ત્યાં

તો એક કેળાં વેચનારી બાઇ ત્યાંથી ટોપલામાં કેળાં ભરી વેચવા આવી. એક ટીખલી યુવાને મશ્કરીમાં કહ્યું કે આ ટોપલામાં જેટલાં કેળાં છે તે કોઇ ખાઈ જતું હોય તો પાંચ રૂપીઆ આપું. બીજા કોઈની હિંમત ચાલી નહિં પણ સુંદરજીએ આ બીડું ઝડપ્યું. કેળાં વાળી પાસેથી કેળાંનો ટોપલો ખરીદવામાં આવ્યો અને કેળાં ગણતા બરોબર ૯૮ થયા. સરત કબુલ કરતાં તો કરાઇ ગઇ પણ જ્યારે ૯૮ કેળાં ગણવામાં આવ્યાં ત્યારે સુંદરજીની હિંમત હટવા માંડી; પણ સરતમાં હારે તો ગોઠીઆઓમાં હલકા પડાય એમ સમજી તેણે કેળાં ઉડાવવા માંડયા. મહા મુશ્કેલીએ કેળાં તો તેણે ખાધાં પણ ઘેર જઈ ત્રણ દિવસ સુધી પેટની વેદના ભોગવી. તે દિવસથી તેની પાચનશક્તિ નબળી પડી પણ તેની દરકાર કરી નહિં. જે કંઇ કાચું કોરૂં હાથમાં આવે તે ખાવું, નાત જમણમાં ખૂબ મીઠાઈ અને ભજીયાં ઉડાવવાં, અને હોજરી માગે છે કે નથી માગતી તેનો જરાયે વિચાર કર્યા વિના વખત કવખત જોવા સિવાય ખાવું. સુવાની દરમ્યાન તો આ ટેવથી વધારે નુકશાન ન થયુ. કોઈ કોઇ વખત પેટમાં દુઃખે, અજીર્ણ થાય, ઝાડા થાય પણ તેની દરકાર નહિં.

આમ કરતાં બીજા પાંચેક વર્ષ નીકળી ગયા. હવે ઉપર લખી ખાવાની નાદાનીઓએ અસર કરવા માડી. પેટમાં રોજ દુઃખે, ઝાડા થાય અને શરીર ઘસાવા માંડયું. આ સ્થીતિ થઇ એટલે મુંબઇ છોડી કચ્છ તરફ પ્રયાણ કર્યું. ત્યાં ગયા પછી ખાવા પીવામા થોડી નિયમીતતા રાખવાથી તબીયત સુધરી આવી. હવે માતપિતાએ મુંબઈ મોકલવા ના કહી અને દેશમાજ જે ધંધો મળે તે કરવા કહ્યું. સુંદરજીને પણ આ વાત ગળે ઉતરી અને તે પ્રમાણે દેશમા ધંધો શરૂ કર્યો. સારે નસીબે દશ પંદર વર્ષે પાંચ પૈસા બચાવી શકયો.

હવે સુંદરજીની અવસ્થા ૪૫ લગભગ થવા આવી છે પણ ખાવાની જે ટેવો પડેલી તે બિલકુલ છોડાતી નથી. હજી પણ ભજીયા, મીઠાઇ, ભારે પદાર્થો ખાવા વિના ચાલેજ નહિં. ખૂબ મરચા વાળાં

શાક, તમતમતાં ભજ્યાં, ચટણીઓ, ઢોકળાં અને કચવડી, ઇત્યાદિ ઇત્યાદિ પદાર્થો દર સાંજે અને સવારે ખાય. હવે હોજરી થાકી. રાત્રે સુવા પછી તરતજ છાતીમાં બળતરા થવા માંડે, ઓડકાર ઉપર ઓડકાર આવે, પેટ ચડી આવે, સવારના બેચાર દસ્ત થઇ જાય અને શરીર નબળું પડતું જાય. ગામમાં સારો વૈદ્ય હતો તેને બતાવી તેની દવા શરૂ કરી. તેણે દહીં અને ભાત સિવાય બીજું બધું ખાવાનું બંધ કર્યું. આઠેક દિવસ એ પ્રમાણે પથ્ય પાળવાથી પાચનશક્તિ સુધરી પણ આઠ દિવસે છોકરા ઘરમાં ભજ્યાં ઢોકળાં ખાતા હતા તે જોઇ સુંદરજીના મન ઉપર કાબુ રહ્યું નહિ અને તેણે ખૂબ ખાધાં. ખાવાને બીજે જ દિવસે ફરી સ્થીતિ બગડી. આમ અનેક વખત સુધારો થઇ, ફરી ખાવામાં બેદરકારી કરવાથી પાચનશક્તિ બગડે, એમ અનેક ઉથલા થયા. છેવટે નબળાઇ બહુ વધી પડી અને પચાસેકની અવસ્થાએ સુંદરજીએ દેહ છોડયો. છેવટ સુધી તેને તીખાં, ખારાં, કાચાં પદાર્થો ખાવાની ટેવ ગઈ નહિ.

સાર—અજીર્ણનું દરદ અનિયમીત ખોરાક લેવાથી, બહુ તીખાં મરચા વાળા ખાવાના પદાર્થો ખાવાથી, એક ખોરાક હજુ પચ્યો ન હોય ત્યાં બીજો ખોરાક હોજરીમાં નાખવાથી, ચણાના લોટની તળેલી ચીજો ખાવાથી, કસરત વિના બેઠાબેઠ જીંદગી ગાળવાથી, દારૂ બહુ પીવાથી, તમાકુનો બહુ ઉપયોગ કરવાથી, રાત્રે બહુ ઉજાગરા કર-વાથી માનસિક વ્યાધિ ભોગવવાથી અને એવા બીજાં અનેક કારણોથી થાય છે. જે લોકો જમતી વખતે હોજરીનો થોડોક ભાગ ખાલી રાખે છે, તેને ઘણે ભાગે અજીર્ણ થતું નથી. આ બાબતમાં એક જુની લોક કહેવત ઉપયોગી છે.

આંખે ત્રિફળાં, દાંતે લુણ,
પેટ ન ભરીએ ચારે ખૂણ.

એ કહેવત પ્રમાણે ચાલનારને અજીર્ણનું દરદ થતું નથી. તે અજીર્ણનું દરદ મોટા શહેરોમાં ઘણું પ્રચલિત હોય છે. મુખ્ય કારણ

અજીર્ણને માટે જેટલો ફાયદો આયુર્વેદિક દવાઓ કરે છે તેટલો ફાયદો ઇંગ્રેજી ઔષધો કરતા નથી એ અમારો અંગત અનુભવ ઘણા વર્ષો સુધીનો છે. ઇંગ્રેજી ઔષધોમાં મુખ્યત્વે કરી જનાવરની હોજરીમાંથી કહાડેલા પેપસીન જેવા સત્વો, અથવા આંતરડામાંથી કહાડેલા પેન્ક્રીએટીન જેવા તત્વો, કૃત્રિમ પાચન કરનારા ઔષધ હોય છે અથવા માત્ર થોડા વખત સુધી પાચનશક્તિને સતેજ કરનારા દારૂના રેકટીફાઇડ સ્પીરીટના મિશ્રણ વાળા ટીંચરો અથવા સ્પીરીટસ હોય છે. આ ઔષધોથી ફાયદો થાય તો પણ થોડા વખતને માટે થાય છે. બીજી તરફ આયુર્વેદિક ઔષધોથી ભલે આસ્તે આસ્તે સુધારો થાય છે પણ તે ટકાઉ સુધારો હોય છે.

---

## સંગ્રહણી (Sprue) ની વાત.

ભૂખણદાસ એક મ્હોટા વેપારી હતા. ઘણે ભાગે કપાસનો સટો કરતા. ધધાને અંગે અનિયમીતતા એટલી કે એક દિવસે બપોરે અગીયાર વાગે જમે તો બીજે દિવસે બપોર પછી ત્રણ વાગે જમે. રાત્રે દશ વાગ્યાથી પહેલા તો જમેજ નહિ. અમેરીકાના પ્રીચર રાત્રે એક વાગે આવે, ત્યાં સુધી ટેલીફોન પકડી બેસી રહે. રોજ રાત્રે બે વાગે સુએ. સાત વાગે ઉઠે. આખા દિવસમાં માત્ર પાંચ કલાક ઊંઘ કરવાનો વખત મળે. આવી રીતે ખાવાની અનિયમીતતા અને ઓછી નિદ્રા લેવાથી રૂચી ઓછી થઈ ગઈ, એટલે ખોરાક સ્વાદ આપે નહિ, સારી ભૂખ લાગે નહિ. હવે તેમણે મસાલો અને મરચાનો ઉપયોગ કરવા માંડયો. તે એટલા માટે કે ખોરાક મસાલાદાર હોય તો ભૂખ ન હોય તો પણ ખવાઈ જાય. આ પ્રમાણે છએક મહિના સુધી ચાલ્યું.

દસ્તની કબજીયત તો ઘણા વર્ષોની હતી, પણ હવે કોઈ કોઈ દિવસ એકાદ બે પાતળા દસ્ત થઈ જાય. ખોરાક તો એજ મરચાં

મસાલાવાળો ચાલુ હતો. એકાદ માસ પસાર થતાં દરરોજ ચાર પાંચ દસ્તો થવા માંડયા. પેટમાં ગડગડાટ ચાલુ થયાજ કરે. જીભ આખી ઉઠી આવી. શરીરનો રંગ ફીકો પડવા માંડયો. શરીરમાંથી ચરબી નીકળી ગઈ એટલુંજ નહિ પણ હવે તો માંસ પણ ઘસાવા લાગ્યું. ત્રણેક મહિને શરીર એટલું ઘસાઈ ગયું કે માત્ર હાડકાં અને ચામડી રહી. ચામડીનો રંગ કાળાશ મારતો થયો. મોઢાંમાં જીભ પાકી આવેલી એટલે મસાલાદાર ખોરાક તો એક બાજુએ રહ્યો પણ મીઠા વાળી ખાવાની ચીજ ખાવી પણ મુશ્કેલ થઈ પડી. મીઠા વાળી ચીજ મોઢાંમાં પડે એટલે મોઢાંમાં અગન બળે. દસ્ત જતી વખતે ઝાડાની જગામાં બળતરા થાય. પેશાબ થોડો અને પીળા રંગનો આવે.

શરીર નબળું પડતાં ધંધો થવામાં અડચણ આવી. હવે તો કોઈ વૈદ્ય ડાકટરને બતાવી દવા કરવા સિવાય છુટકો ન હતો. પહેલાં તો ડાકટરને બતાવી દવા લીધી. ડાકટર બહુ અનુભવી નહોતો એટલે દસ્ત બંધ કરવાની દવા આપી. દવાની અસર રહેતા સુધી દસ્ત બંધ થાય પણ પેટમાં અસુખ થાય અને પેટ ચડી આવે. જીભ તો વધારે ને વધારે પાકવા માંડી. ડાકટરે ભાત, દહીં, વિગેરે ખાવા રજા આપી હતી. ડાકટરની દવાથી આરામ ન થતા ગામના એક સારા વૈદ્યની સલાહ લેવામાં આવી. વૈદ્યે દરદીને તપાસી અભિપ્રાય આપ્યો કે દરદ સંગ્રહણી છે. જો વેળાસર ચાપતા ઈલાજ નહિ થાય તો પરિણામ ખરાબ આવશે. ઉપાયમાં નીચે પ્રમાણે સૂચવ્યું:—

(૧) જેમ બને તેમ તરત મુંબઈ છોડી કાઠીયાવાડ અથવા ગુજરાતના કોઇ ગામડામા રહેવા જવું.

(૨) ખોરાક માત્ર બંધ કરવો; અને ગાયની તાજી છાશ પીવી. છાશ ખાટી ન હોવી જોઇએ. પહેલા થોડી થોડી પીવી અને આસ્તે આસ્તે વધારવી. દાડમનો રસ દિવસમાં બે વખત લેવો.

(૩) વધારે શ્રમ લેવો નહિ પણ જેમ બને તેમ બીછાનામાં પડી રહેવું.

(૪) પેટ ઉપર ગરમ કપડું વીંટી રાખવું.

(૫) દવામાં પંચામૃત પર્પટી અડધો અડધો વાલ છાશ અને જીરાની ભુકી સાથે દિવસમાં બે વખત લેવી. દસ્ત બહુ થાય તો નીચે પ્રમાણે ઔષધો સરખે ભાગે લઈ તેનું ચૂર્ણ કરી તેમાંથી બબેઆનીભાર દિવસમાં ત્રણ વખત પાણી સાથે લેવા. જાયફળ, જાવંત્રી, મોચરસ, બીલીનો ગર્ભ, કાકડાશીંગી, અતિવિષની કળી, અને નાની હરડે.

ઉપર પ્રમાણે સારવાર બે મહિના ચાલુ રાખવાથી ઝાડા બંધ થઈ ગયા, જીભ મટી ગઈ, શરીર કાળાશ મારતું હતું તે રતાશ મારવા લાગ્યું અને શરીર જરા જરા ભરાવા લાગ્યું. ચાલવાની શક્તિ જે તદ્દન જતી રહી હતી તે હળવે હળવે પાછી આવવા માંડી અને હવે તો માઇલ દોઢ માઇલ ચાલવાની શક્તિ આવી ગઇ.

હવે ભૂખણદાસને છાશ અને દાડમનો રસ અપ્રિય થઇ પડયો. બબે મહિના સુધી બીજું કંઇ ખાવાનું મળ્યું નહોતું એટલે ખોરાક લેવાની ઇચ્છા થઇ. ગામમાથી તાજું માખણ મંગાવ્યું અને બાજરાના ટાઢા રોટલા સાથે ખાધું. એક રોટલો આખો ખાઇ ગયો. રાત્રે વળી ખીચડી ખાધી. બસ થઇ ચૂકયું. બે મહિનાની પથ્ય અને દવા એક દિવસના અનાજના સ્વાદમા ધોવાઇ ગયા. બીજે દિવસે ચાર પાંચ દસ્ત થયા. ત્રીજે દિવસે જીભ પાકી આવી અને ફરી હાલવા ચાલવાની શક્તિ ઓછી થઇ ગઈ.

ભૂખણદાસને પોતાની ભૂલ સમજાઈ. અનાજ ખાવાથી આ પરિણામ આવ્યું તે સ્પષ્ટ સમજાયું. બધો ખોરાક બંધ કર્યો અને છાશ અને દાડમના રસ ઉપર ફરી રહેવા લાગ્યો. પંદર દિવસે ફરી તબીયત ઠેકાણે આવી ગઈ. છ મહિના સુધી એનો એ ખોરાક રાખવાથી તબીયત મજાની થઇ ગઇ અને પછી આસ્તે આસ્તે દૂધ, ભાત વિગેરે લેવા માંડયું.

સાર—સંગ્રહણીનું દરદ મોટા શહેરોનું દરદ છે એમ કહીએ તો ચાલે. ગામડાઓમા જ્યાં સાદો, સાત્વિક ખોરાક નિયમીત રીતે

સેવાતો હોય, તાજાં દૂધ, ઘી, અને છાશ મળતાં હોય, તાજી શાક-ભાજી મળતી હોય, અને ગામડાની સ્વચ્છ હવા હોય ત્યાં સંગ્રહણીનું દરદ ભાગ્યેજ થાય છે. અમારા કચ્છના પંદર વર્ષના અનુભવમાં અમે જોઇ શક્યા કે કચ્છમાંજ રહેનારા લોકોમાંથી એકે દરદીને સંગ્રહણીનું દરદ લાગુ પડયું નહિં. બીજી બાજુ કેટલાક સખ્સો એવા જોવામાં આવ્યા કે જેઓ કચ્છથી મુંબઈ ગયા અને ત્યાં આઠેક દિવસ રહ્યા અને એટલા ટુંકા અરસામાં સંગ્રહણીના ઝાડાનું દરદ લઇને આવ્યા.

સંગ્રહણીનું મુખ્ય કારણ ખોરાક છે. જે લોકો તીખાં મરચાં વાળા તેમજ મસાલાવાળા ખોરાક ખાય છે, જે લોકો અનિયમીત રીતે ખાય છે, એક ખોરાક હજી હઝમ પણ ન થયું હોય ત્યાં બીજો ખોરાક હોજરીમાં નાંખે છે તેમને આ દરદ ઘણા વિશેષ પ્રમાણમાં થાય છે. મુંબઈ અને અમદાવાદ જેવા શહેરોમાં સુખશાંતિ ગ્રહો અથવા હોટેલો આ દરદ વધારવામાં અગત્યનો ભાગ બજાવે છે. આવા હોટેલો પૈકી ઘણાખરા હોટેલોમા હલકો ખોરાક, સસ્તી અને વાસી ( આગલા દિવસની પડેલી ) શાકભાજી, પાંચ સાત દિવસ સુધી જેમાં ભજીઆ વિગેરે તળાતા હોય એવાં તેલો, અને હલકા મસાલાં વપરાય છે. વળી યુવાનીઆઓ રાત્રે ઘેરથી જમીને નીકળે અને પછી ચાર છ જણા હોટેલમા જાય, ત્યા કુપથ્ય ખોરાક જમે અને ઉપરથી આઇસક્રીમ અથવા ઠંડા પીણા પીએ. આ બધાનું પરિણામ એકજ આવે છે અને તે અજીર્ણ. અજીર્ણ લાબે વખતે સંગ્રહણીનું સ્વરૂપ પકડે છે.

એક બીજી વાત અમારા અનુભવમા આવી છે અને તે એ કે કુવાનું પાણી પીનારાને આ દરદ થાય તેના કરતાં નળનું પાણી પીનારાને આ દરદ વધારે પ્રમાણમા થાય છે. આનું કારણ જે હોય તે પણ એક કારણ તો સ્પષ્ટ સમજાય છે અને તે એ કે કુવાના પાણીમાં જે ક્ષારો હોય છે તે તળાવના પાણીમાં બહુ ઓછા પ્રમાણમાં હોય છે; ખાસ કરી ચુનાના ક્ષારો કુવાના પાણીમાં વિશેષ પ્રમાણમાં

હોય છે. પાશ્ચિમાત્ય વૈદ્યકના વિદ્વાનોએ હાલજ શોધી કહાડયું છે કે લોહીમાં Calcuim, ચુનાના ક્ષાર ઓછા થવાથી આ દરદ થાય છે.

દરદ થયા પછી દરદને મટાડવાનો એકજ રસ્તો છે અને તે પથ્ય. જે દરદી પથ્ય પાળી શકતો નથી, તીખાં મસાલાવાળા ખોરાક ત્યાગી શકતો નથી તે દરદી સંગ્રહણીમાંથી ભાગ્યેજ મુક્ત થાય છે. દરદ થયું કે બીજો બધો ખોરાક છોડી દૂધ માફક આવે તો દૂધ, અને દૂધ માફક ન આવે તો છાશ ઉપરજ રહેવું. મુસંબી, સંત્રાં અને દાડમ જેવા ફળોનું રસ ઘણેભાગે માફક આવે છે. આ દરદમાં પણ ઇંગ્રેજી દવાઓ કરતાં આયુર્વેદિક દવાઓ વધારે માફક આવે છે અને વિશેષ ઉપયોગી નીવડે છે એમ અમારો ઘણા દર્દીઓનો જાતિ અનુભવ છે.

## જળોદર. ( Dropsy )

ગાંડાભાઇનો જન્મ ગરીબ માબાપને ઘેર થયલો. ગાંડાભાઇનો બાપ મહારાજાનો હઝુરી હતો. ગાંડાભાઇ બહુજ તોફાની અને મસ્તીખોર છોકરો ગણાયો. શાળામા ભણવાને બદલે બીજા નિશાળીઆઓને મારવા, રંજાડવા અને હેરાન કરવા એ એનો રોજનો વ્યવસાય. ભણવામાં બિલકુલ ધ્યાન આપે નહિ અને મહેતાજી જો શિક્ષા કરે તો સામો થાય; આવા વર્તનથી ગુજરાતી ચોથી ચોપડીમાંથી તેને નિશાળ છોડવી પડી. નિશાળ છોડયા પછી પોલીસની નોકરી સિવાય બીજા ખાતામાં નોકરી કરવા જેવી આવડત હતી નહિં એટલે પોલીસમાં દાખલ થયો. કંઇક બુદ્ધિશાળી હોવાથી ખુશામત પણ આવડતી હતી. વળી લુચ્ચાઇમાં પણ પૂરો હોવાથી ઉપરી અધિકારીની થોડીઘણી મહેરબાની મેળવી. મહારાજાના હઝુરીના પુત્ર હોવાથી મહારાજ પાસે આવવા જવાની છુટ હતી. તેના ઉપરી અધિકારીને તેવી છુટ નહોતી

એટલે પોતાના ઉપરી આધકારી અને મહારાજા વચ્ચે દુઃભાસીયાનું કામ કરવા તેને તક મળી. તેમાં પણ હમેશાં બુદ્ધિનો પુરતો ઉપયોગ કરતો. આ બધી બાબતોને લીધે તેને ફોઝદારની જગ્યા મળી.

ફોઝદારની જગ્યા મળતાં તેણે વસ્તી ઉપર ખૂબ જુલમ કરવા માંડયો. જ્યાં જ્યાં લાગ ફાવે ત્યાં ત્યાં શકદારો પાસેથી પુષ્કળ પૈસો કઢાવે. જુલમી હોવાથી વસ્તી ઉપર એટલો ધાક બેસાડેલો કે કોઇ પણ માણસ તેના વિરૂદ્ધ ફરીઆદ કરવા હિંમત કરે નહિં. આથી તેનો જુલમ દિવસે દિવસે વધતો ચાલ્યો. કેળવણીના સંસ્કાર વિનાના માણસોને અમલ મળ્યો એટલે ઘણે ભાગે ત્રણ વાતો સુઝે; જુલમથી પ્રજા પાસે પૈસો કઢાવવાની, દારૂ, અફીણ ઇત્યાદિથી નિશો કરવાની અને વ્યભિચાર કરવાની. આ ત્રણે વાતો ગાંડાભાઇમાં સારી રીતે આવી. સત્તાના મદમાં વ્યભિચાર વધ્યો અને તે બહુ વધ્યો. વ્યભિચારથી શરીરની શક્તિ ઘટે એ સ્વાભાવિક છે એટલે શરીરને તેજમાં રાખવા માટે એક બાજુ વૈદ્ય હકીમોની ઉત્તેજક દવાઓ લેવા માંડી અને બીજી બાજુ ઉંચા ઉંચા તેજ ઇંગ્રેજી દારૂ ઢીંચવા માંડયા. દરેક નિશાની ચીજ વાપરનારાઓ શરૂઆતમાં થોડી થોડી લે છે અને પછી આસ્તે આસ્તે વધતાજ જાય છે. એ નિયમાનુસાર ગાંડાભાઇ પણ દારૂ વાપરવામાં ખૂબ વધ્યા. દરરોજ વીસ્કીની અડધી બાટલી ખલાસ કરવા લાગ્યા. દોસ્ત મિત્રો પણ એવીજ ટેવવાળા મળ્યા. તેમની સાથે બેસી વિશેષ પીવા લાગ્યા. લગભગ આઠેક વર્ષ આ પ્રમાણે સતત્ ચાલ્યું.

હવે ગાંડાભાઇની ઉંમર છત્રીસેક વર્ષની થઇ. સહુથી પહેલાં પાચનશક્તિમા ખલેલ થયો. સવારના ભાગમાં કેટલીક વખત ઉલટી થઇ જાય. ખોરાક લેવા પછી પેટમા બહુ ભાર લાગે. દસ્તની કબજીયત થઇ. હરસના મસા દેખાવા લાગ્યા. આંખમાં કમળા જેવું જણાવા માંડયું. પેટ જરા જરા મોટું લાગવા માંડયું. ચાલુ વૈદ્યની દવા ચાલુ હતી. સહજ વાયુને લીધે છે અને વાયુહર દવાઓથી

મોટું થતું આવે અને બીજી બાજુ શરીર ઘસાતું જાય છે, શક્તિ ઓછી થઇ જાય છે અને છએક મહિને દરદીનું મૃત્યુ થાય છે.

ઉપાય—ઘણે ભાગે બહુ ઉપયોગી થતા નથી. પેટમાંથી એક કરતાં વધારે વખત પાણી કઢાવવાથી દરદીને રાહત મળે છે. પાણી કઢાવવા પછી ફરી ભરાય છે. કેટલાક દરદીઓમાં પેટ ચીરી અંદરનું પડ ( Omentum ) ચામડી સાથે સીવી લેવાથી પાણી ભરાતું અટકી જાય છે. એવો એક દરદી અમને યાદ છે. આ દરદીની ઉંમર ૭૦ વર્ષની હતી. જળોદર થયા પછી પાણી ૧૭ વખત તેના પેટમાંથી કાઢવામાં આવ્યું. ૧૬ વખત પાણી કાઢવા છતાં જ્યારે પાણી ભરાયુ એટલે પેટ ચીરી અંદરનું પડ ચામડી સાથે સીવી લેવામાં આવ્યું, તે છતાંએ પાણી ભરાયું; એટલે ૧૭મી વખત પાણી કાઢવામાં આવ્યું. ત્યારપછી પાણી ન ભરાયું અને દરદી પાંચેક વર્ષ જીવ્યો. આવું સારૂં પરિણામ કોઈક વખતજ આવે છે.

## પાડું રોગની વાત. ( Aneamia )

લાલજીભાઇ વેપાર બહુ મોટો કરતા. કમનસીબે વેપારમા ખોટ આવી, બહુ જબરી ખોટ આવી. આ ખોટની અસર લાલજીભાઇના મગજ ઉપર બહુજ થઇ. વળી મોઢામાં દાંત બહુજ ખરાબ હાલતમાં હતા. લગભગ બધા દાંત સડી ગયલા અને દરેક દાંતના મૂળમાંથી પરૂ નીકળ્યા કરે. આ બે બાબતોની અસર શરીર ઉપર થઈ. શરીર ફીકું પડવા માંડ્યું, પણ સુકાતું નહોતું. બહારથી જોતાં જેવું શરીર સંપૂર્ણ આરોગ્ય હતું ત્યારે હતું તેવુંજ લાગતું. માત્ર નબળાઈ આવતી જતી હતી. જરા હાલવા ચાલવાથી શ્વાસ ચડી આવે. શ્રમ તો બિલકુલ લેવાજ નહિ. કેટલોક વખત જવા પછી નબળાઇ એટલી વધી કે બિછાનામાં બેઠા થવાથી પણ શ્વાસોશ્વાસ ચાલવા માંડે અને માથામાં ચકરી આવી જાય. હૃદયમાં ધબકારા ઉપડી આવે.

લાલજીભાઇએ થોડો વખત સુધી તો સ્થાનિક ડાકટરોની દવા કરી પણ ફાયદો થયો નહિં એટલે મુંબઈ દવા કરાવવા આવ્યા. ડાકટરોએ શરીર તપાસ્યું અને લોહી તપાસવા મોકલાવ્યું. લોહીમાં રાતા રજકણો ઓછાં થયલાં લાગ્યાં. પાંડુરોગ થવાનું કારણ કંઈ સમજવામાં આવ્યું નહિં. એક ડાકટરે કહ્યું કે દાંતમાં પરૂ છે તેમાંથી ઝેર લોહીમાં મળે છે અને તેનાથી પાંડુરોગ થાય છે. બીજા ડાકટરે કહ્યું કે દાંતનો સંબંધ દરદ સાથે નથી. દવાઓ અને બીજા ઉપચારો ચાલુ હતા પણ દરદીની સ્થીતિ સુધરવાને બદલે બગડતીજ ગઈ. હવે તો સ્થીતિ એટલી ખરાબ થઈ કે બિછાનામાં સહજ બેસવાની તજવીજ કરતાં ચક્કર આવી જતા અને નાડી લગભગ બંધ થઈ જતી. દરદીને એમ લાગ્યું કે હવે આ દરદમાંથી બચી શકાય એમ નથી.

આ સ્થીતિ થઈ એટલે જે ડાકટરે અભિપ્રાય આપેલો કે દાંતમાં પરૂ થવાને લીધે આ દરદ થયું છે તેને ફરી બોલાવવામાં આવ્યો. તેનો એમ અભિપ્રાય થયો કે દાંત કાઢી નાંખવા સિવાય દરદી સારો થાય એમ નથી. છેલ્લા ઉપાય તરીકે દાંત કઢાવવાનું પણ નક્કી થયું. દરદીની સ્થીતિ ખરાબ તો હતી પણ ગંભીર સ્થીતિ તરફ નજર રાખી જેટલા ખરાબ દાંત હતા તે બધા કાઢી નાંખવામાં આવ્યા. બીજી તરફ લીવર એકસ્ટ્રેકટ–કલેજાનું સત્વ આપવાનું શરૂ કર્યું. બીજે દિવસથીજ દરદીની સ્થીતિમાં સુધારો થવા માંડયો. બે મહિને શરીર બરોબર તંદુરસ્ત થઇ ગયું.

**સાર**—પાંડુરોગ, શા કારણથી થાય છે તે હજુ બરોબર સમજવામાં આવ્યું નથી. અનેક કારણો સુચવવામા આવે છે. ઝાડાની કબજીયત, માનસિક ઉદ્વેગ, ચિંતા, દાંતમાં અથવા શરીરના બીજા કોઈ ભાગમાં પરૂ થવાથી અને એવા એવા બીજા કારણોથી પાંડુ રોગ થાય છે.

થોડાએક વર્ષો ઉપર કલેજાના સત્વનો ઉપયોગ ડાકટરો કરવા લાગ્યા તે પહેલાં આ દરદનો ચોક્કસ ઉપાય હતોજ નહિં. લોહની

જુદી જુદી બનાવટો આપવામાં આવતી પણ તેથી બહુ થોડાજ દરદીઓને ફાયદો થતો. હવાફેરથી સારી રીતે ફાયદો થતો. શરીરમાં પરૂ થતું હોય તે થતું અટકાવવાના ઉપાયો લેવાથી દરદીને જરૂર ફાયદો થાય છે. ઉપર લખ્યું તે પ્રમાણે લાલજીભાઇને દાંતમાં પરૂ હતું અને તે પરૂ જ્યાંસુધી નીકળતું હતું ત્યાંસુધી દરદીની સ્થિતિમાં જરા પણ સુધારો જોવામાં આવતો નહોતો, બલકે સ્થીતિ દિવસાદિવસ ખરાબ થતી જતી હતી. જ્યારે દાંત કાઢી નાંખવામાં આવ્યા ત્યારે બીજે દિવસથીજ દરદીને આરામ થવા લાગ્યો. લીવર એકસ્ટ્રેક્ટ—યકૃત સત્વ, અથવા જનાવરની કલેજી આપવાથી એ ત્રણ દિવસમાંજ ફાયદો જોવામા આવે છે અને જો પુરતો વખત આ દવા ચાલુ રાખવામાં આવે તો દરદી ઘણે ભાગે સારો થઈ જાય છે. યકૃત સત્વનો ઉપાય જ્યારે પ્રચલિત ન હતો ત્યારે દરદીઓનો મોટો ભાગ મરણ પામતો.

ગામડાના માણસોને આ દરદ ઘણે ભાગે થતું નથી. શહેરના લોકોને અને તેમાં પણ ખાસ કરી માનસિક ચિંતા ભોગવનારા લોકોને આ દરદ વધારે પ્રમાણમાં થાય છે.

## ગુરદાના વરમની વાત. (Nephritis)

ઈશ્વરને ઘેર ન્યાય છે એમ આપણે અનેક લોકોને કહેતા સાંભળ્યા છે. મનુષ્ય માત્ર પોતે કરેલા કર્મો અનુસાર ફળ ભોગવે છે એમ પણ ઘણા શાસ્ત્રોમા વાંચેલું છે. નીચે આપેલી વાર્તા વાંચવાથી આ વાતની પ્રતીતિ થશે.

ભૂરાભાઈ એક રાજ્યના અધિકારી હતા. અધિકાર એ એક જાતનો નિશો છે. તેને અમલ પણ કહે છે. અમલ બધાથી જીરવાતો નથી. ઘણે ભાગે અમલને લીધે આંખો ઉંચી ચડી જાય છે, સારાસારનો વિચાર આવતો નથી અને ઘણી વખત તો કેટલાક પાપાત્માઓ

ઇશ્વરનો ડર રાખતાં પણ ભૂલી જાય છે. ભૂરાભાઈ અમલદાર થતાં એવીજ સ્થીતિને પામ્યા. પાપ કરતાં જરાએ ડરતા નહિ અથવા પાછું ફરીને જોતા નહિ. મહારાજા સાહેબ બહુ ભલા હતા એટલે કોઈ અમલદારને કોઈ દિવસ શિક્ષા કરતા નહિં; એટલે ભૂરાભાઇને આ દુનિયાના ધણીની ધાસ્તી નહોતી. પરલોકના ધણીની ધાસ્તી રાખવા ધર્મના સંસ્કાર જન્મથી કે કુટુંબમાં પડેલા નહિં. આને લીધે અમલદારી મળતાંજ તેમણે પ્રજા ઉપર અસહ્ય જુલમ કરવા માંડયો. કોઇ બહાને કોઇ પણ પ્રજાજન હાથમાં આવ્યો તો તેને માર મારવો અને પૈસા કઢાવવા. કોઇ સ્ત્રી હાથમાં આવી તો તેનું શિયળ લૂંટવું.

ભૂરાભાઇના આવા આચરણથી પ્રજા ત્રાસી ગઈ પણ કરે શું. પૃથ્વીપતિ પાસે ફરિયાદ કરવાથી કંઈ વળે એવું નહોતું, એટલે પરલોકપતિ પાસે ફરિયાદ કરી લોકો બેસી રહેતા. પ્રભુના દરબારમાં ભૂરાભાઇના પાપનો નોંધ થયે જતો હતો અને પૂર્વ ભવે કરેલા પૂણ્યો ખવાયે જતા હતા.

એક દિવસે એક ગરીબ કારીગર ભૂલાભાઇની ડેલીએ ફરિયાદ કરવા આવ્યો કે "મારે બે બૈરીઓ છે, તેઓ પોતપોતામાં લડે છે, મારૂં કહ્યું માનતી નથી અને આજે તો નવીએ જુનીને માર માર્યો છે." ભૂરાભાઈએ એકદમ સીપાઇને મોકલાવી બન્ને સ્ત્રીઓને પોતાની ડેલીએ બોલાવી. બન્ને જણીઓ રાજ્યના હુકમને તાબે થઇ ડેલીએ હાઝર થઇ. ભૂરાભાઈની વિષયી આખ એકદમ જોઇ શકી કે નવી સ્વરૂપવાન હતી. બસ થઇ ચૂકયું. તેની પાપવૃત્તિ સતેજ થઇ. કારીગર અને તેની જૂની વહુને જવાની રજા આપી. નવીને હવાલતમાં રાખી. બિચારા કારીગરે ઘણી ઘણી આજીજીઓ કરી પણ વ્યર્થ. હવે કારીગરને ફરીયાદ કરવામાં મૂર્ખાઇ થઇ છે એમ સમજાયું, પણ એ વિચાર બહુ મોડેથી આવ્યો. વરૂ પાસેથી મેંઢીને છોડાવવી અશકય હતી. કકળતી આતરડીએ કારીગર પોતાને ઘેર ગયો. રાત્રે ભૂરાભાઇએ નવીને પોતાની

**કારણ**—આ દરદ થવાના ઘણાં કારણો છે. ઘણી વખત ગુરદાના ભાગમાં સરદી લાગવાથી, ભીની ઠંડી જમીન ઉપર સુઇ રહેવાથી, પણ આ દરદ થાય છે. દારૂ અતિશય પીનારા, અતિ વિષયી, અતિ મહેનત કરનારાઓ, અતિ મસાલાવાળા ખોરાક ખાવાથી, ભસ્મોવાળી માત્રાઓ ખાવાથી, અને બીજાં અનેક કારણોથી આ દરદ થાય છે.

**ઉપાય**—આ દરદ ગંભીર દરદોમાંનું એક હોવાથી શરૂઆતથીજ કોઇ કુશળ વૈદ્ય ડાકટરની સારવાર નીચે જવું એજ ઉત્તમ રસ્તો છે અને આજ કારણથી આવા ઉપાયો આ પુસ્તકમાં સુચવ્યા નથી. દરદ થતું અટકાવવા માટે વાંસાના ભાગને સરદી ન લાગે તેની સંભાળ રાખવી, ભીની ઠંડીવાળી જમીન ઉપર પાથર્યા વિના ન સવું. અતિ વિષય, અતિ દારૂ પીવું, ઇત્યાદિ બાબતો વર્જિત કરવી. શરીરે બહુ પસીનો થયો હોય ત્યારે ખુલ્લે શરીરે ઠંડીમાં ન ફરવું.

---

## ગુરદાના દીર્ઘ વરમની વાત ૨ જી.
## ( Chronic Intertial Nephritis. )

---

પેસ્તનજી એક પારસી ગ્રહસ્થ હતા. એક રાજ્યમાં વરિષ્ટ અધિકારી હતા. શરીરે બહુજ તંદુરસ્ત અને ખૂબ મહેનત કરનારા એક સાધારણ સ્થીતિના માણસોમાંથી ઊંચી પાયરીએ ચડેલા હતા. ખાવાના થોડા શોખીન ખરા. તેમાં પણ માંસ, મચ્છી વધારે ખાનારા. તેમનું એમ માનવું હતું કે માંસ મચ્છીના ખોરાક વિના માણસ બળવાન થઇ શકે નહિં. માંસ મચ્છી વધારે ખાય એટલે સાથે દારૂ પણ પીવો જોઇએ; એટલે દારૂ પણ લગભગ દરરોજ લેતા. લગભગ ચાલીસ વર્ષની વય થઇ ત્યારે પગના અંગુઠામાં સોજો થયો અને અસહ્ય વેદના થવા લાગી. ડાકટરને બોલાવી બતાવતાં ડાકટરે અભિ-

બે મહિના સુધી આ પ્રમાણે ઉપાયો ચાલુ રહ્યા પણ શરીરમાં સુધારો થવાને બદલે તબીયત વધારે નબળી પડતી ગઇ. હવે તો પગના ઉપરના ભાગમાં સહજ સોજો દેખાવા લાગ્યો. આંખે ઝાંખાશ આવવા લાગી અને ઉઠતાં ચક્કર આવવા લાગ્યા. પેશાબની ફરી તપાસ કરવામાં આવી તો જણાયું કે પેશાબમાં આલ્બ્યુમીન હતું તેનાથી વધારે પ્રમાણમાં જાય છે. લોહીનું દબાણ તપાસતાં ૧૮૦ લગભગ થયું. હૃદય તપાસતાં પહોળું થવા માંડયું હતું. આંખની તપાસ એક આંખના ડાકટર પાસે કરાવી તો તેણે અભિપ્રાય આપ્યો કે આંખની અંદરના પડમાં ગુરદાના વરમને લીધે ફેરફાર થાય છે. વળી વિશેષમા કહ્યું કે જે દરદીને આ ફેરફારો આખની અંદર થાય છે તે ઘણે ભાગે અઢારેક મહિનાથી વધારે જીવતો નથી. પેસ્તનજીની સ્થીતિ દિવસાદિવસ બગડતી ચાલી. નબળાઇ વધતી જતી હતી, પગ ઉપર સોજો હતો તેટલોજ રહ્યો. ઉઠવા બેસવાની તાકાદ ઓછી થઇ ગઇ, શ્વાસ લેવામાં અડચણ પડવા માંડી. આંખે દૃષ્ટિ બહુ ઓછી થઇ ગઇ અને કવચિત નાકમાંથી નસ્કોરી ફૂટતી. આ સ્થીતિ થોડાક અઠવાડીયા ચાલી. છેવટે એક દિવસ બિછાનામા ઉઠવાની કોશેષ કરતા પેસ્તનજી બેભાન થઇ ગયા અને શ્વાસોશ્વાસ બહુ ઉતાવળા ચાલવા માંડયો. અડધા કલાકમા તો પેસ્તનજીનું શરીર નિશ્પ્રાણ થઇ ગયું.

**સાર**—ગુરદાનો આ જાતનો દીર્ઘ વરમ ઘણે ભાગે નજલા (Gout) ના દરદીઓને થાય છે અને ગાઉટ અથવા નજલો બહુ માસ, મચ્છી, મિષ્ટાન ખોરાક ખાનારાઓને વધારે થાય છે. જે લોકોની જીંદગી એશઆરામી હોય, કસરત ન કરતા હોય, સારૂં ખાવાનું જમી બેસી અથવા સુઇ રહે છે તેને નજલાનું દરદ વિશેષ થાય છે. કોઇ અનુભવી વૈદે કહ્યું છે કે નજલો શ્રીમંતનું દરદ છે. સાંધ વાયું ગરીબનું દરદ છે. નજલાના દરદના પરિણામે ગુરદાનો વરમ થાય છે. તે ઉપરાંત અતિ મદિરાનો ઉપયોગ કરનારા, સીસા (Lead) ની નળીઓ વિગેરે બનાવનારાં અથવા સીસાના ક્ષાર

જેમાં વપરાય છે તેવા રંગથી કામ કરનારા, અથવા અજીર્ણના જુના દરદીઓ અથવા જેને મુત્રાશયમાં પથરી હોય અથવા જેને મુત્રાશયમાં દીર્ઘ વરમ હોય તેને આ દરદ થાય છે. સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે પ્રમાણમાં થાય છે. ચાલીસ વર્ષ પછીની અવસ્થાએ આ દરદ થવાનો વધારે સંભવ રહે છે.

દરદની શરૂઆત એટલી ધીમે ધીમે થાય છે કે ઘણો વખત સુધી દરદીને દરદની ખબરજ પડતી નથી. મહિનાઓ સુધી માત્ર નબળાઇ, સુસ્તાઇ અથવા સાધારણ શ્રમથી થાક લાગવું અથવા અરૂચિ એટલાંજ ચિન્હ જોવામાં આવે છે. જ્યારે દરદ સારી રીતે વધેલું હોય ત્યારેજ પગ ઉપર સોજો ઇત્યાદિ ચિન્હો દેખાય છે. અમે એવા ઘણા દરદીઓ જોયા છે કે જેમને ગુરદાનો દીર્ઘ વરમ હતો તે છતાં તેની તેમને ખબરજ નહોતી. તેઓ તો આંખો બતાવવા આવેલા અને જ્યારે આંખમાં ગુરદાના દીર્ઘ વરમજન્ય નેત્ર દર્પણનો વરમ ( Albuminuric retinitis ) જોવામા આવેલો અને પેશાબની તપાસ કરાવવાનું કહેવામાં આવેલું અને પેશાબમાં આલ્બ્યુમીન જોવામા આવેલું ત્યારેજ તેમને ખબર પડેલી કે તેઓને તો ગુરદાનો દીર્ઘ વરમ છે. ગુરદાના દીર્ઘ વરમને લીધે આંખમાં ઝાંખાશ આવે છે અને આખની અંદરનો ભાગ તપાસતાં નેત્ર દર્પણના મધ્ય ભાગમાં કેટલાક ફેરફાર જોવામાં આવે છે. દરદ થયા પછી ભાગ્યેજ મટે છે. થોડો વખત સુધારો દેખાયા પછી ફરી દરદ ઉથલો મારે છે અને એ પ્રમાણે બેક વર્ષ ચાલી પ્રાણઘાતક નીવડે છે.

**ઉપાય**—ચોક્કસ નથી. સંભાળ રાખવાથી, પથ્ય પાળવાથી, અને હવાફેર કરવાથી દરદીનું આયુષ્ય થોડું વધારી શકાય છે.

# મધુપ્રમેહની વાત. (Diabetes Mellitus)

કાળાભાઇ સુખી કુટુંબમાં જન્મેલા. બાપ સારી સ્થીતિમાં હોતાં અને જાતેબ્રાહ્મણ હોતાં ખાવાનાબહુજ રસીયા. મિષ્ટાન વિના તો દિવસજ ન જાય. બીજુ કંઇ ન હોય તો ખીચડીમાં કે દહીંમાં ખાંડ નાંખી ખાય. કાળાભાઇને નાનપણથી બહુજ ગળ્યું ખાવાની ટેવ પડી. એમની ઉમર ત્રીસેક વર્ષની થઇ તે વખતેમુલક આખામાં ચા પીવાનું વ્યસન દાખલ થયું. કાળાભાઇ અને તેનું કુટુંબ પણ આ વ્યસનથી મુક્ત રહી ન શક્યા. ચા પીવાની ટેવ આખા કુટુંબને લાગી. ચાને સારી રીતે ઉકાળતા એટલે તેમાં સહજ કડવાશ આવતી. આ કડવાશને ઢાંકવા માટે તેમજ આગળથી જીભ બહુ ગળપણને ટેવાયલી હોતાં ચામાં સારી રીતે ખાંડ નાંખવામાં આવતી. ખાંડ એટલે દરજ્જે પડતી કે ચા પીતાં પીતાં હોઠ ચોંટી જાય. એક બાજુ આ પ્રમાણે ચામાં તેમજ મીઠાઇમાં પુષ્કળ ગળપણ ખવાય, બીજી તરફથી શરીરને કસરત નહિ એટલે કાળાભાઇની વય લગભગ ચાળીસેકની થઇ ત્યારે તેમને એક ગુંમડું થયું. ગુંમડું કોઇ ઇલાજે મટે નહિ, ઘણા મલમો બદલ્યા પણ રૂઝાયજ નહિ. અત્યાર સુધી તો હજામની દવા ગુંમડા માટે ચાલતી પણ હવે ડાકટરને બતાવવા સિવાય છુટકો ન રહ્યો; એટલે ડાકટરને બોલાવી તપાસ કરાવી. ડાકટરે સહુથી પહેલાં પુછ્યું કે રાત્રે પેશાબ કરવા કેટલા વખત ઉઠો છો. જવાબ મળ્યો કે ત્રણ થી ચાર વખત. ડાકટરે પેશાબ તપાસવા માટે ઇસ્પીતાલમાં મંગાવ્યો અને તપાસી જોતાં તેમાં ૫ ટકા સાકર જોવામા આવી. ડાકટરે આ હકીકત કાળાભાઇને કહી અને ખોરાકમાં મિષ્ટાન બિલકુલ બંધ કરાવ્યું.છાશ અને બાજરાનો રોટલો ખાવા આપે. અઠવાડીયામાં એકાદ વખત ઉપવાસ કરાવે અને કોડીયા (Codeia) જેવી દવાઓ આપે (તે વખતે ઇન્સ્યુલીનની શોધ થઇ નહોતી), અને ગુંમડા ઉપર પટી લગાવે. પંદરેક દિવસે ગુંમડું રૂઝાઇ ગયું. ગુંમડું

રૂઝાઇ ગયા પછી કાળાભાઇએ દવા છોડી દીધી અને ફરી મિષ્ટાન અને ચામાં પુષ્કળ ખાંડ ખાવાનું શરૂ કર્યું. પેશાબમાં સાકર જે ઓછી થઈ ગઇ હતી તે ફરી વધી આવી. શરીરમાં ત્રાટ થાય, શક્તિ ઓછી રહે પણ તેની બહુ દરકાર કરે નહિ. આ પ્રમાણે કાળાભાઇની ૬૫ વર્ષની અવસ્થા થઇ. હવે દૃષ્ટિ કમી થવા લાગી. ચરમા બબે ત્રણ મહિને બદલાવે ત્યારે મુશ્કેલીએ કામ ચાલે, આંખના ડાકટરને બોલાવી આંખ બતાવતાં અભિપ્રાય મળ્યો કે આંખની અંદર મોતીઓ આવે છે અને અંદરના ભાગમાં નેત્ર દર્પણમાં મધુપ્રમેહ જન્ય વરમ થવો શરૂ થયો છે.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ નજર કમતી થતી ગઇ અને એક વર્ષ પછી જોવાનું લગભગ બંધ થઇ ગયું. હવે પીઠ ઉપર એક રાતું ધાબું દેખાયું. તેમાં બહુ વેદના થાય. ત્રણેક દિવસે આ ધાબું ફુટયું અને તેમાંથી પરૂ નીકળવા માંડયું. બીજે દિવસે એકને બદલે ચાર છ છિદ્રો થયા અને ત્રીજે દિવસે વીસ થયા. ધાબાની કિનારી લાલચોળ દેખાય અને દાબતાં બહુજ કઠણ લાગે. શરીરમાં ૧૦૧-૧૦૨ ડીગ્રી સુધી તાવ રહે. ખરી રીતે પીઠમાં પાઠું ( Carbuncle ) થયું. ડાકટરની સલાહ લેતા ઓપરેશન કરાવવાની સલાહ આપી. મધુપ્રમેહવાળાને ઓપરેશન કરાવવાથી જોખમ થાય છે એમ કોઇ પાસે સાભળેલું એટલે ઓપરેશન કરાવવા હામ ભીડી નહિ. શરીર દિવસા દિવસ ઘસાવા લાગ્યું, પાઠું વધતું જતું હતું અને શરીર અશક્ત થતું જતું હતું. છેવટે બેશુદ્ધિ આવી ગઇ ( Diabetic coma ) અને ત્યાર પછી ત્રીજે દિવસે કાળાભાઈ પરલોકવાસી થયા.

કાળાભાઈના મૃત્યુ પછી પાંચ વર્ષે તેમના દીકરાને પણ એજ મધુપ્રમેહ લાગુ પડયો અને આંખે મોતીઆ આવ્યા, અને છેવટે એજ પાઠાના દરદથી તેમનું મૃત્યુ થયું.

**સાર**—મધુપ્રમેહનું દરદ શ્રીમંત, સુખી માણસોનું દરદ છે. ગરીબ માણસને ભાગ્યેજ થાય છે. જે લોકો જોઇએ તેના કરતાં વધારે ખાતા હોય, બહુજ ભારે ખોરાક ખાતાં હોય, કસરત બિલકુલ ન કરતા હોય, જેમનો ધંધો માનસિક શ્રમ લેવાનો અને બેઠે બેઠે કામ કરવાનો હોય તેને વધારે પ્રમાણમાં થાય છે. આવા લોકો જે ભારે ખોરાક વધારે પ્રમાણમાં લે છે તે પચાવવામાં યકૃત અને પેન્ક્રીયસને મહેનત પડે છે. કેટલોક વખત સુધી તો આ બન્ને શરીરના ભાગો પોતા ઉપર પડતો બોજો ઉપાડે છે પણ છેવટે થાકે છે. જ્યારે તે થાકે ત્યારે પેન્ક્રીઆસ જોઇએ તેટલું ઇન્સ્યુલીન ( Insulin ) બનાવી શકતું નથી અને લીવર પોતાનું કામ કરી શકતુ નથી. આને લીધે જે પદાર્થ ગ્લાઇકોજન ( Glycogon ) બની જવું જોઇએ તે ન થતાં સાકર તરીકે લોહીમાં દાખલ થાય છે અને ત્યાથી ગુરદા વાટે મૂત્રમાં પસાર થાય છે.

દરદની શરૂઆત બહુ આસ્તે આસ્તે થાય છે. ઘણાને તો આ દરદ હોવા છતાં દરદ હોવાની ખબર પણ હોતી નથી. વીમો ઉતરાવવા માટે થવી જોઇતી વૈદ્યક તપાસ વખતે જોવામાં આવે છે અથવા ગુમડા ન મટતા હોય ત્યારે કોઇ ડાક્ટર પેશાબની તપાસ કરે એટલે ખબર પડે કે પેશાબમાં સાકર જાય છે. આવા અનેક દરદીઓ અમારા અનુભવમાં આવી ગયા છે તે પૈકી એક દરદીની સંક્ષિપ્ત હકીકત આપવી ઠીક પડશે.

૩૦ વર્ષની જુવાન અવસ્થાનો એ માણસ શરીરે બરોબર રૂષ્ટપુષ્ટ. ખાવામાં જરા શોખીન ખરો પણ બહુ નહિ. તેના બાપને તેમજ કાકાને અને મોટાભાઈને મધુપ્રમેહની વ્યાધિ થયલી. એક વખત પગ ઉપર એક ગુમડું નીકળ્યું. ઘણા ઉપાયો કરતાં બીલકુલ રૂઝાય નહિ એટલે પેશાબ તપાસવામાં આવ્યો અને પેશાબમાં પાંચ ટકા સાકર જતી જોવામાં આવી. ઘણા ઉપાયો કરતાં એ સાકર જીંદગી પર્યંત ગઇજ નહિ. જે લોકોના કુટુંબમાં એક કરતાં

વધારે સખ્સોને મધુપ્રમેહ જોવામાં આવે છે તેમના પેન્ક્રીઆસ જન્મ-થીજ અવિકાસીત હોવા જોઇએ.

કેટલાક દરદીઓને નબળાઇના ચિન્હ જણાય છે, કેટલાકને શરીરમાં ત્રોડ થાય છે. બીજા કેટલાક દરદીઓ અમે એવાં જોયાં છે કે જેમના ચસમાના નંબર ઝડપથી વધતાંજ જાય. આવા દરદી-ઓના પેશાબની તપાસ કરવામાં આવે તો ઘણે ભાગે સાકર પેશા-બમાં જતી જોવામાં આવશે.

મધુપ્રમેહના ઘણે ભાગે બે પ્રકાર જોવામાં આવે છે. સાધારણ અને ઉગ્ર.

સાધારણ પ્રકારના મધુપ્રમેહમાં દરદીને વિશેષ અડચણ આવતી નથી. પોતાનો ચાલુ ધંધો કરે છે, ચાલુ ખોરાક ખાય છે અને એ પ્રમાણે સાઠ સીતેર વર્ષ સુધી જીવે છે. વચમાં કોઇ વખત પાઠા જેવા વ્યાધિઓ લાગુ પડી જાય છે.

ઉગ્ર પ્રકારનુ મધુપ્રમેહ વધારે ગંભીર અને જોખમી છે. આ દરદના પ્રકારમાં દરદી ઝડપથી નબળો પડતો જાય છે. શરીર સુકાતું જાય છે, ચામડીનો રંગ શુષ્ક અને સફેતાઇ ઉપર હોય છે અને ચામડીમાં કરચલીઓ પડી જાય છે. છેવટે દરદી બેશુદ્ધ થાય છે અને બે કે ત્રણ દિવસ બેશુદ્ધ રહી મૃત્યુ પામે છે.

**ઉપાય**—સાધારણ પ્રકારના મધુપ્રમેહ માટે દવા કરતા પણ પથ્ય વધારે ઉપયોગી નીવડે છે. ઘણા દરદીઓ જો ભારે ખોરાક છોડી દઇ, છાશ અને બાજરાના રોટલા ઉપર અથવા એકલી છાશ ઉપર રહે તો સાકર પેશાબમાંથી અદશ્ય થઈ જાય છે. આવા દરદીઓ અઠવાડીયામાં એકાદ અપવાસ કરે તો વધારે ફાયદો થાય છે. ખોરાકમાં તેણે આખી જીંદગીપર્યંત સંભાળ રાખવી પડે છે. આ દરદીઓએ શું ખોરાક લેવો અને શું વર્જીત કરવો તે નીચે આપેલા કોઠા ઉપરથી સમજાશે.

| લેવો | વર્જીત કરવો |
|---|---|
| છાશ<br>દૂધ થોડા પ્રમાણમાં<br>મલાઈ<br>માખણ<br>દહી<br>સાકરને બદલે સહજ નીમક નાંખેલું શીખંડ<br>પનીર<br>થુલાની રોટલી<br>થુલું અને બદામનો લોટ મેળવેલી રોટલી<br>લીલી વનસ્પતિમા તાંદળજાની ભાજી, મેથીની ભાજી, મૂળા, રાઇની ભાજી, કાંદાની ભાજી, સુવાની ભાજી, ખારો ટાંકો, લૂણીની ભાજી, કાચી કાકડી, કાચાં ચીભડાં, લેટયુસના પાદડા, ટમેટા, સેલરી, પાપડી, કોલીફ્લાવર, કોબી ફણસી, વાલોડ, ભીંડા, તુરીયા, ગલકાં, લીંબુ, બદામ, પીસ્તા, અખરોટ, કાજુ, બ્રાઝીલનટ, હેઝલનટ, નાળીએર, અથાણા, તેલ, ઘી, ક્રીમ, ચા, કાફી, કોકો.<br>લીલા મેવામાં, મુસંબી, સંત્રાં, દાડમ બહુ ઓછા પ્રમાણમાં લેવાં.<br>અનાજમા દાળ, ચણા, મગ થોડા પ્રમાણમાં લઇ શકાય છે. | ખાંડ, સાકર, ગોળ<br>ઘઉં, ચોખા, બાજરી, સાબુદાણા, ઘઉંની સેવ, આરારૂટ, કોર્નફ્લાવર, ઓટનો લોટ,<br>શાકભાજીમાં બટાટા, લીલા વટાણા, ગાજર, રતાળુ, શકરીઆં, સૂરણ, વાલ, બીટરૂટ, કાંદાં.<br>મીઠાઇ દરેક જાતની.<br>મીઠાશવાળા ફ્રુટ, જેવાંકે પપૈયા, ચીકુ, સફરટેટી, કલીંગર, કેળાં, દ્રાખ, આંબા (કેરી), ઇત્યાદિ. |

જે લોકો માંસાહારી છે તેઓ માંસ,
ઈંડા, માછલાં, વિગેરે લઇ શકે છે.
માત્ર જનાવરની કલેજી ન લેવી.
સેવ, ગાંઠીઆ, ભજીઆં
(થોડા પ્રમાણમાં)

ઇન્સ્યુલીનની શોધ થવા પહેલાં દરદીને અડધો તો ભૂખે મારવામાં આવતો હતો. હવે દરદીને પેટ ભરવા જેટલો જુદી જુદી જાતનો ખોરાક આપવામાં આવે છે અને ઇન્સ્યુલીન અપાતું હોય ત્યારે તો રોટલી, રોટલા પણ આપવામાં આવે છે.

ઔષધોમાં અફીણની દવાઓ, જાંબુના પાંદડાં ઇત્યાદિ અનેક દવાઓ અજમાવવામાં આવેલી તેમાથી માત્ર અફીણ અને અફીણની દવાઓ પેશાબમાં સાકર ઓછી કરે છે.

હાલના જમાનામાં મુખ્યત્વે બે દવાઓ વિશેષ પ્રમાણમાં વપરાય છે. ઇન્સ્યુલીન ( Insulin ) અને સીંથેલીન Synthelin. આમાંની ઇન્સ્યુલીન માત્ર ઇન્જેકશનથીજ આપી શકાય છે જ્યારે સીંથેલીન પેટમાં ખાવા અપાય છે. આ બન્ને દવાઓ સાધારણ વૈદ્યે કે ડાક્ટરે વાપરવામાં સલામતી નથી. માત્ર જે ડાક્ટરોએ આ બાબતનો પુરતો અભ્યાસ કર્યો હોય તેણેજ વાપરવી.

સોડાસેલીસીલાસ નામની દવા પણ કેટલાક દરદીઓમા ઠીક ફાયદો કરે છે.

## સ્કરવીની વાત.

સાકરચંદની સ્ત્રી બહુજ ધર્મ પરાયણ હતી. જૈન ધર્મની અનુયાયી હોવાથી શ્રાવકે પાળવા જોઇતા બધા સંયમ નિયમો બહુજ ચીવટથી પાળતી હતી. આ નિયમોમાં એક નિયમ એ હતો કે કંદ-મૂળ બિલકુલ ખાવા નહિ. આ નિયમ દીવાળીબાઇએ ઘણા વર્ષો સુધી બરોબર પાળ્યો. હાલે તેમની ઉંમર પાત્રીસેકની થયલી હોવાથી

વધારે આકરા નિયમો પાળવા તરફ વૃત્તિ થઇ. કંદમૂળ તો પહેલાં-થીજ વર્જિત હતા, હવે માત્ર શાકભાજી વર્જિત કરી. લીલાં શાક બધાં ખાવાનાં છોડી દીધાં. માત્ર કઠોર, દાળ અને ગુવાર વિગેરેની સુકવણીથી ચલાવવા માંડયું. શાકપાન ઉપરાંત તાજાં ફળ પણ ત્યજ્યાં. આ વાતને છએક મહિના થઈ ગયા. ત્યારપછી દીવાળીબાઇના મોઢામાંથી લોહી પડવા માંડયું. ગરમીને લીધે હશે એમ ધારી વરી-યાળી, ધાણા અને સાકરનું પાણી કરી પીધું. આ ઉપાયથી પણ લોહી બંધ થયું નહિ.

મોઢામાંથી લોહી પડવા ઉપરાંત શરીરમાં ફીકાસ લાગવા માંડી, શરીર દુર્બળ થવા લાગ્યું, પગમાં કળતર થવા લાગી, સહજ ચાલ-વાથી પણ શ્વાસ ચડી આવતો અને છાતીમાં ધબકારો થઈ આવતો. એકાદ બે માસ પછી હાલવા ચાલવા જેટલી શક્તિ રહી નહિ એટલે દીવાળીબાઇ પથારીવશ થયાં.

ગામના એકાદ બે વૈદ્યોની દવા લીધી, તેનાથી ફાયદો થયો નહિ, એટલે ગામમા એક નવો પાસ થયલો ડાકટર આવેલો તેને દરદીને બતાવવામા આવી. ડાકટરે દરદીને તપાસી ત્યારે નીચે પ્રમાણે સ્થિતિ જોવામા આવી.

ચહેરાનો રંગ ફીકાશ મારતો અને સહજ સુજેલો દેખાતો હતો. નેત્ર શ્લેષ્માવરણનો રંગ ફીકો પડી ગયો હતો અને તેજ પ્રમાણે હોઠનો રંગ પણ એવોજ જોવામાં આવ્યો. મોઢાની અંદર દાંતના અવાળુ સુજેલા અને નરમ થયલા જોવામાં આવ્યાં. ઘણે ઠેકાણે પેઢાંનો ભાગ ખવાઇ ગયલો હોવાથી કેટલાક દાંતોના મૂળ અધાં ખુલા થયલાં જણાતાં હતાં. મોઢામાથી દુર્ગંધ નીકળતી હતી. લગભગ દરેક દાંતના મૂળમાંની લોહી નીકળતું હતું. ઘૂંટણ અને કોણીના સાંધા સુજેલા દેખાતા હતા અને તેને હાથ લગાડતાં તેમાં દુઃખાવો થતો હતો. પગ ઉપર જાંબુડી રંગના ડાઘ ઠેકાણે ઠેકાણે જોવામાં આવતા હતા. પગ ઉપર થોડો સોજો પણ હતો.

પગ ઉપર એક બે ચાંદાં જોવામાં આવતાં હતાં અને તેમાંથી લોહી અવારનવાર નીકળતું હતું. નાડી ઉતાવળી અને નબળી જણાતી હતી. એકંદર દરદીની સ્થિતી ચિંતા કરાવે એવી હતી.

ડાક્ટરે દરદનું નિદાન કર્યું અને શાકભાજી ફળફળાદિ ખાવા ભલામણ કરી, પણ દરદીએ તો આ ચીજોના પચકાણ લીધેલા હતા એટલે કોઇ પણ રીતે એ ચીજો ખાવા કબુલાત આપી નહિ. ડાક્ટર સારી રીતે જાણતા હતા કે તાજી વનસ્પતિ અથવા લીંબુના રસ વિના દરદીને બચાવી શકાય એમ નહોતું અને એ વસ્તુઓ દરદી ઉપયોગમાં લે એમ નહોતું એટલે છેવટે બે લીંબુનો રસ એક બાટ-લીમાં નીચોવી તેમાં થોડી ખાંડ નાંખી પાણીથી બાટલી ભરી આપતા અને દરદીને આ દવા દરરોજ ત્રણ વખત લેવા કહ્યું. આઠ દિવસ આ દવા લેવાઇ એટલે દરદીની સ્થીતિમાં સુધારો થવા માંડયો. પેઢામાંથી લોહી કમતી આવતું, શરીરનો રંગ સુધરવા માંડયો, ઘુંટણ અને કોણીના સાંધાઓમાં સોજો કમતી થવા લાગ્યો, શરીરમાં થોડી થોડી તાકાત આવવા લાગી અને લગભગ એક મહિને હાલવા ચાલવા જેટલી શક્તિ આવી. હવે દરદીને પણ ખાત્રી થઇ કે ડાક્ટરની સલાહ માનવા વિના દરદ ફરી ઉથલો કરશે એટલે મહા મુસ્કેલીએ ઝાડ ઉપરથી પોતાની મેળે પડી ગયલા ફળો લેવા કબુલાત આપી.

લગભગ ત્રણ મહિને દરદીને તદન આરામ થઇ ગયો. આ ત્રણે મહિના સુધી લીંબુનો રસ ચાલુ હતો.

**સાર**—સ્કરવી એ એક જાતનો શરીરને જોઇતા તત્વોની ન્યુ-નતાને લીધે થતું દરદ છે. (Deficiency desease). આગળના વખતમાં એટલું જાણવામાં આવ્યું હતું કે તાજી વનસ્પતિ અથવા તાજાં ફળો ન ખાનારા લોકોને આ દરદ થાય છે, વહાણમાં સફર કરનાર ખલાસીઓ જેને ૭ ૭ મહિના સુધી તાજી શાકભાજી વિના રહેવું પડતું તેને આ દરદ ખાસ કરી થતું હતું. પાછળથી દરેક વહાણમાં લીંબુનું રસ રાખવામાં આવતું અને તે દરરોજ ખલાસી-

એને ખોરાકની સાથે આપવામાં આવતું અને તેથી આ દરદ થતું બંધ થયું.

આયુર્વેદમાં આ દરદનું નામ જોવામાં આવતું નથી. શીતાદ, પરિદર અને ઉપકુશ નામના દાંતના મૂળના રોગોના લક્ષણો કહ્યા છે તે સ્કરવીને કંઈક મળતો આવે છે પણ એ ત્રણે રોગો થવાનાં કારણમાં તાજી વનસ્પતિ અથવા તાજાં ફળોનો વપરાશ ન કરવાથી થાય છે એમ કહ્યું નથી જેથી સંભવિત છે કે સ્કરવી નામનું દરદ કદાચ હિંદુસ્તાનમાં થતોજ નહિં હોય. હિંદુસ્તાનમાં આગળના વખતમાં શાકભાજી તેમજ લીંબુ જેવાં ફળો અને આંબલી જેવી જંગલમાં ઉગતી સ્કરવી અટકાવનારી વનસ્પતિઓ એટલા પ્રમાણમાં થતી કે આ ચીજોનો વપરાશ ન કરતો હોય એવો ઇસમ ભાગ્યેજ હોઇ શકે.

હાલે થોડાએક વર્ષોથી વીટામીન (Vitamin) નામના તત્વની શોધ થવાથી સ્કરવી પણ વીટામીનની ખામીને લીધે થાય છે એમ સિદ્ધ થયું. વધારે અવલોકન અને અભ્યાસને પરિણામે જાણવામાં આવ્યુ કે આ વીટામીન એક કરતા વધારે છે એટલે તેને Vitamin A. Vitamin. B. Vitamin C. ઇત્યાદિ નામો આપવામાં આવ્યા. સ્કરવી જે વીટામીન વિના થાય છે તેને Vitamin C. નામ આપવામા આવ્યું છે. આ વીટામીન સી. તાજી વનસ્પતિમાં, ફળોના રસોમા, લીંબુ, આંબલી ઇત્યાદિ ફળોમાં, વગર ઉકાળેલા દૂધમા, તાજા માંસમા, ટમેટા, કોબી, બટાટા અને બીજી તરકારીમાં, મુસંબી, સંત્રા, પપનસ, દાડમ, પપૈયા, ચીકુ, સફરજંદ ઇત્યાદિ ફળોમાં, અને પાકી કેરીઓમાં, આ તત્વ પુષ્કળ પ્રમાણમાં છે, એટલે આ ખાદ્ય વસ્તુઓનો ઉપયોગ કરવાથી આ દરદ થતું નથી એટલુંજ નહિ પણ થયલું દરદ મટી જાય છે.

# ટોન્સીલ્સ વધવાની વાત.

નવનીતરાય મુંબઈના એક કુશળ ડાકટર ગણાતા હતા. શહેરમાં તેમને એટલું બધું કામ રહેતું કે ખાવાની ફુરસદ પણ ભાગ્યેજ મળતી. તેમનું કુટુંબ કાઠીયાવાડમાં રહેતું હતું એટલે અવારનવાર વર્ષમાં એકાદ વખત વતનમાં જવાનું થતું હતું. એક વખતે એ પ્રમાણે પોતાને વતન ગયેલા. ત્યાંથી બાજુના ગામમાં રહેતા એક સંબંધીને ત્યાં એક રાત રહી આવવાની જરૂર જણાઇ. રાત્રે સુવા ગયા ત્યારે એ જ ઓરડામાં ઘરધણીનો એક ત્રણેક વર્ષનો છોકરો ઉંઘતો હતો. ડાકટરે તેને ઉંઘતો જોયો ત્યારે તેનું મોઢું ખુલ્લું રહી ગયું હતું અને શ્વાસ લેતી વખતે ઘોરવાનો અવાજ થતો હતો. ડાકટરે પુછ્યું કે આ બાળક તંદુરસ્ત રહે છે કે કેમ ? બાળકના પિતાએ કહ્યું કે છોકરો બિલકુલ સાજો રહેતો નથી. અવારનવાર તેને શરદી થઇ આવે છે, તાવ આવી જાય છે, કેટલીક વખત ગળું દુઃખી આવે છે અને શરીરમાં તો સુધરતોજ નથી. ડાકટરે કહ્યું કે કાલે સવારે આપણે તેનું ગળું તપાસીશું.

બીજે દિવસે ગળું તપાસવામા આવ્યું તો જોવામાં આવ્યું કે બન્ને બાજુ સોપારી જેવડી ગાંઠો હતી. તે એટલી મોટી થઇ હતી કે અનાજ ઉતારવાનો માર્ગ લગભગ બંધ થઇ ગયા જેવો જણાતો હતો. આ બે ગાંઠો ઉપર પીળા અને સફેદ રંગના દાણા ઉપસી આવેલા જણાતા હતા. બાળકની છાતી બિલકુલ વિકાસ પામી નહોતી પણ અંદર બેઠેલી જોવામાં આવતી હતી. બાળક જ્યારે બોલતો હતો ત્યારે જાણે નાકમાથી બોલતો હોય તેવો ભાસ થતો હતો. ડાકટરે સલાહ આપી કે બન્ને બાજુના ટોન્સીલ્સ વધેલા છે અને કઢાવી નાંખવાં જોઇએ. જો તેમ નહિં કરવામાં આવે તો બાળકને અવારનવાર તાવ આવી જશે, ખાંસી થયા કરશે, શરીર નબળું રહેશે અને એકંદર તેની તંદુરસ્તી બરોબર રહેશે નહિં.

ડાકટરની સલાહ પ્રમાણે બાળકને મુંબઇ લઈ જવામાં આવ્યો અને ત્યાં ટોન્સીલ્સ કઢાવી નખાવવામાં આવ્યાં. આઠ દિવસે બાળ-

કતું ગળું ઓપરેશનની અસરમાંથી મુક્ત થયું. ઓપરેશન કરાવ્યા પછી તેને તાવ આવ્યો નથી એટલુંજ નહિ પણ નબળા બાંધાનો દેખાતો બાળક એક વર્ષે તંદુરસ્ત અને મજબુત બાંધાનો બાળક બની ગયો છે.

**સાર**—ટૉન્સીલ્સ એ ગળાની બે બાજુ આવેલા પિંડો છે. જ્યારે વધેલાં ન હોય ત્યારે ગળાની અંદર બન્ને બાજુ સહેજસાજ દેખાય એવાં હોય છે. વધે છે ત્યારે લખોટાથી મોટી મોટી સોપારી જેવડાં થઇ જાય છે. બહુ મોટાં થાય ત્યારે બાળકને અનાજ ઉતરવામાં અડચણ કરે છે. રાત્રે શ્વાસ લેવામાં પણ અવરોધ થાય છે. આ અવરોધ થવાનું કારણ ટૉન્સીલ્સ સિવાય નાકના પાછળના ભાગમાં એવીજ રીતની ગાંઠો જેને એડીનોઇડ્સ (Adenoids) કહે છે તે છે. આ ગાંઠો નાકના પાછળના ભાગમાં થાય છે અને તે ઘણે ભાગે ટૉન્સીલ્સની સાથેજ થાય છે. તેને લીધે બાળક રાત્રે સૂવે ત્યારે નાકદ્વારા શ્વાસ લઇ શકતું નથી પણ શ્વાસ ફેફસાંમાં જાય છે તે જો નાક દ્વારા જાય તો ગરમ થઈને ફેફસામાં જાય છે. મોઢામાથી સીધી જાય તો ઠંડી થાય છે. આ કારણથી મોઢાદ્વારા શ્વાસ લેનાર બાળકને સરદી જલદી લાગી જાય છે. વળી મોઢા વાટે શ્વાસ લેવાથી છાતીની બખોલનો વિકાસ જોઇએ તેવો થતો નથી અને તેથી છાતીનો આકાર હમેશને માટે બદલી જાય છે. આવા બાળકો ઘણે ભાગે રીકેટસના દરદી હોય છે, તેને લીધે પાંસળીઓ નરમ હોય છે અને જ્યારે ફેફસા ટૉન્સીલ્સ અને એડીનોઇડ્સના અવરોધને લીધે ઓછા ફૂલે છે ત્યારે પાંસળાં બહાર વળવાને બદલે અંદરના ભાગમા વળે છે.

ટૉન્સીલ્સ અને એડીનોઇડ્સમાં અવારનવાર સોજો થઇ આવે છે અને તેને લીધે બાળકને તાવ આવી જાય છે. આ તાવ મેલેરીઆ તરીકે ગણવામા આવે છે અને પરિણામે ક્વીનાઇન જેવી દવાઓ વગર કારણે બાળકને આપવામાં આવે છે. ટૉન્સીલ્સ કઢાવી નાંખવાથી આ તાવ મટી જાય છે.

આ સ્થળે એક અગત્યનો પ્રશ્ન ઉભો થાય છે અને તે એ કે ટોન્સીલ્સ ક્યારે કઢાવવા ? આજકાલ કેટલાક ડાક્ટરોનો એવો અભિપ્રાય હોય છે કે દરેક દરદીમાં ટોન્સીલ્સ જરા મોટાં જોવામાં આવે એટલે ટોન્સીલ્સને કઢાડી નાંખવા જોઇએ. અમારા મત પ્રમાણે આ અભિપ્રાય બરોબર નથી. દરેક મોટું થયલું ટોન્સીલ્સ ખાસ કઢાડીજ નાંખવું જોઇએ એવું કંઇ નથી. ઘણા દરદીઓમાં મોટાં થયલાં ટોન્સીલ્સ દવા લગાડવાથી, પીવાની દવા આપવાથી, અને એક્સરે લગાડવાથી બેસી જાય છે, અને દરદી સંપૂર્ણ તંદુરસ્તી ભોગવે છે અમને એવા ઘણા દાખલા યાદ છે કે જ્યાં મુંબાઇના ગળાના ખાસ ડાક્ટરોએ ટોન્સીલ્સ કઢાવી નાંખવા માટે મજબુત ભલામણ કરેલી છતાં ઓપરેશન ન કરાવતાં લગાડવાની દવા લાંબો વખત ચાલુ રાખવાથી ઓપરેશનની આવશ્યકતા રહી નહિ અને ટોન્સીલ્સ બેસી ગયાં. હવે મુખ્ય સવાલ એ થાય છે કે ત્યારે ટોન્સીલ્સ કઢાવી નાંખવાની ખાસ જરૂર ક્યારે રહે છે ? આનો જવાબ નીચે પ્રમાણે છે.

ટોન્સીલ્સ જરૂર કઢાવી નાખવા જોઇએ—

(૧) જ્યારે ગળામા દુઃખાવો અને ટોન્સીલ્સનો સોજો અવારનવાર ઉપડી આવતો હોય.

(૨) જ્યારે દરદીને ટોન્સીલ્સને લીધે તાવ આવતો હોય.

(૩) જ્યારે ગળામાં બહારની બાજુ ગાંઠો ઉપડી આવતી હોય.

(૪) જ્યારે ટોન્સીલ્સ એટલાં મોટા થયાં હોય કે ખોરાક ઉતારવામા અડચણ આવતી હોય.

(૫) જ્યારે ટોન્સીલ્સ ઉપર ધોળાં અથવા પીળાં રંગના કણ દેખાતા હોય અને તે કણમાંથી લીધેલા પરુમા ક્ષયના જંતુઓ દેખાતા હોય.

(૬) જ્યારે દરદી મોઢાંથી શ્વાસ લેતો હોય અને રાત્રે મોઢું બહુજ ખુલ્લું રહી જતું હોય.

**ઉપાય**—ટોન્સીલ્સ મોટા થયાં હોય ત્યારે નીચેની દવા લાંબો વખત લગાડવાથી તેમાં જરૂર સુધારો થાય છે.

ટીંચર આયોડીન ટીંપાં ૨૦
કાર્બોલીક એસીડ ટીંપાં ૨૦
એસીડ ટાનીક ગ્રેન ૨૦
ઓઇલ પેપરમેન્ટ ટીંપાં ૧૦
ગ્લીસરાઇન ઔંસ ૧

બધી દવાઓ મેળવી સોલ્યુશન બનાવી રાખવું અને દરરોજ સળી ઉપર કપાસ વીંટાળી તેનાથી ટોન્સીલ્સ ઉપર બરોબર લગાડવું. પૌષ્ટિક દવાઓથી તેમજ સ્વચ્છ ગામડાની હવામાં દરદીને રાખવાથી ફાયદો થાય છે.

ચારેક વખત એકસરે લગાડવાથી ઘણા ટોન્સીલ્સ બેસી જાય છે.

## હેડકી (Hiccough) ની વાત.

શ્યામલાલનો જન્મ બ્રાહ્મણને ત્યાં થયેલો. બાલ્યાવસ્થામાં બહુ તોફાની હતો. નિશાળમાં જાય ત્યાં પણ ભણવાને બદલે બીજા નિશાળીયાથી કજીઆ કરે. આવી રીતે જેમ તેમ કરતાં ત્રણેક ચોપડી ગુજરાતી ભણ્યો. શ્યામલાલનો કાકો એક જાગીરમાં કારભારી હતો. તેની વગથી જાગીરદાર પાસે ખિદમતદાર તરીકે નોકરીમાં જોડાયો. શ્યામલાલને પહેલાંથીજ નીતિના કંઇ સંસ્કાર નહોતા એટલે જાગીરની નોકરીમા રહ્યા પછી તરતજ દારૂ પીતાં શીખ્યો. દારૂ પીતાં શીખવાનું મુખ્ય કારણ એ હતું કે જાગીરદાર પોતે દારૂ પીતા. દારૂ પીનારાઓમાં એક ખાસ ખાસીયત હોય છે કે તેમને એકલે દારૂ પીવાનું ગમતું નથી. દારૂ પીતી વખતે બેચાર સાથીઓ સાથે પીનારા જોઇએ. અફીણીઓનું પણ એમજ હોય છે. ડાયરો જામે ત્યારેજ અમલ ચડે. શ્યામલાલ પણ પોતાનો સ્વાર્થ સાધવા અને જાગીરદારની મહેરબાની મેળવવા માટે દારૂના ડાયરામાં દાખલ થયો. દારૂ પીનારા ઘણે ભાગે માંસાહારથી મુક્ત રહી શકતા નથી. શ્યામલાલે પણ

માંસાહાર શરૂ કર્યું. માંસાહાર, વધારે પડતું દારૂ અને ખાવાપીવામાં અનિયમીતતાને લીધે લીવરમાં સોજો શરૂ થયો. થોડી ઘણી દવાઓથી કંઇક ફાયદો થયો પણ સવારે ઉઠતાં વેંતજ રોજ ઉલટી થઇ જાય. આ સ્થીતિ થોડોક વખત ચાલી. એક રાત્રે સુવા ગયો ત્યારે હેડકી ઉપડી. આ હેડકી કોઇ પણ રીતે બંધ થાય નહિં. ઘણી દવાઓ કરી, ઘણી ચાન્જેની ધુમાડી લીધી પણ હેડકી બિલકુલ બંધ થાય નહિં. હવે સ્યામલાલને ધાસ્તી લાગી. શરીર નબળું પડતું જણાયું. આઠ દિવસ સુધી નિદ્રા બિલકુલ આવી નહોતી. તેને લીધે પણ શરીર નબળું પડ્યું. આઠમે દિવસે એક નવા પાસ થયલા ડાકટરને બોલાવવામાં આવ્યો. આ ડાકટરે દરદીને તપાસ્યો ત્યારે જોવામાં આવ્યું કે દરદીની નાડી બહુ ક્ષીણ હતી. લીવર સારી રીતે વધેલું હતું. હોજરીના ભાગમાં દાબતા દુ:ખતું હતું. ડાકટરે નિદાન કર્યું કે માંસ મદિરાના સેવનથી હોજરીનો સોજો થયો છે અને તેને લીધે હેડકી ઉપડી છે. સહુથી પહેલો ઉપાય એ કર્યો કે કલોરોફોર્મથી એક કપડાના કટકાને ભીંજવી તે હોજરીવાળા ભાગ ઉપર-પેટ ઉપર રાખ્યુ અને તેના ઉપર એક ટુવાલ ઢાંકી દીધું. દશ સેંકડમા તો તે જગ્યાએ લાહ્ય બળવા લાગી અને દરદી બૂમ પાડવા લાગ્યો. બે મીનીટ રહી કપડું ઉપાડી લીધું. દરદીના અચંબા અને ખુશીની વચ્ચે જોવામાં આવ્યું કે જે હેડકી આઠ આઠ દિવસથી બિલકુલ બંધ નહોતા પડતી તે અદ્રસ્ય થઇ ગઇ. ત્યારપછી બીસ્મીથ, હાઇડ્રો-સ્યાનીક એસીડ, વિગેરે હોજરીનું શાંત્વન કરનારી દવા આપી અને ખોરાકમાં દુધજ આપવાનું રાખ્યું એટલે હેડકી મટી ગઇ.

ત્રણ વર્ષ પછી એજ પ્રમાણે હેડકી ઉપડી તે પણ મટી પણ ત્યારપછી તરતજ ગુરદાનો વરમ જોવામા આવ્યો અને તેમાં સ્યામલાલનું મૃત્યુ થયું.

**સાર**—હેડકી એ ખરી રીતે એક દરદ નથી પણ ઘણા દરદોનું એક ચિન્હ છે. હેડકી બે જાતની થાય છે. સાધારણ હેડકી અને

ગંભીર પ્રકારની હેડકી. ગંભીર પ્રકારની હેડકી મરડો, ઝાડો, ક્ષય, ગુરદાનો વરમ, મૂત્રાશયનો વરમ, લીવરના ગુંમડા, ઇત્યાદિ દરદોના એક અંતિમ ચિન્હ તરીકે થાય છે. આવી જાતની હેડકી ઘણે ભાગે પ્રાણહર નીવડે છે. સાધારણ હેડકી અજીર્ણ, હીસ્ટીરીયા, ગર્ભાવસ્થાની શરૂઆતના ચિન્હ તરીકે, સાધારણ સરદી લાગવાથી અને એવાં બીજાં કારણોથી થાય છે અને તે યોગ્ય ઉપચાર કરવાથી મટી જાય છે.

**ઉપાય**—ઉપર કહ્યું તેમ હેડકી એક દરદ નહિં પણ બીજા કોઇ દરદના ચિન્હ તરીકે થાય છે; આ કારણથી મૂળ દરદ શોધી કહાડવું જોઇએ. મૂળ દરદ શોધી કહાડવા સિવાય હેડકીને માટે ઔષધોપચાર કરવાથી આંધળાના ગોળીબારની માફક કોઇક વખત ઘા લાગી જાય છે. બાકી બહુધા તો નિષ્ફળજ જાય છે. આવો એક દરદી અમને યાદ છે. આ દરદીને પ્રમેહનો વ્યાધિ લાંબો કાળથી હતો. પ્રમેહને લીધે મૂત્રમાર્ગમા સંકોચ થયો, સંકોચને લીધે મૂત્ર મૂત્રાશયમાં પડી રહેતો અને તેને લીધે મૂત્રાશયનો વરમ થયો. આ દરદીને એક વખત બહુજ સખ્ત પ્રકારની હેડકી ઉપડી. કોઇ ઇલાજે હેડકી બંધ થાય નહિં. છેવટે મૂત્રાશયમાં રબરની સળી નાંખી તે દ્વારા મૂત્રાશયને દરરોજ પરમેન્ગન્સ પોટાસના પ્રવાહીથી ધોવાથી હેડકી મટી ગઇ.

અજીર્ણને લીધે હોય તો અજીર્ણની ચિકિત્સા કરવાથી હેડકી મટી જશે. હોજરીના ભાગમાં રાઇનું પ્લાસ્ટર મારવાથી, કલોરોફોર્મ લગાડવાથી અથવા કૈયેરાઇડમનું પ્રવાહી લગાવી ફોલ્લો ઉઠાડવાથી ફાયદો થાય છે. જો ગુરદાના વરમને લીધે અથવા પેશાબનું ઝેર લોહીમાં મળવાથી ( Ureamic ) ન હોય તો મોર્ફીયાની પિચકારીથી ફાયદો થાય છે; પણ જો ગુરદાનો વરમ હોય તો મોર્ફીયાની પિચકારીથી દરદીનું મૃત્યુ સધ્ધાં થઇ જાય છે.

# ગુરદાની પથરી. ( Renal Colic )

કૃષ્ણદાસ કાઠીયાવાડના એક ગામડામાં જન્મેલો. ત્યાં સહુ તે
કરસનીઓ કહેતા. કરસનીઓ ગામડામાં થોડુંઘણું ભણ્યો અને પ
પોતાના મામાની દુકાને વ્યાપાર શીખવા બેઠો. મામા મહેનત સા
રીતે કરાવે. સવારે પાંચ વાગે ઉઠાડે અને રાત્રે અગીઆર વ
સુવાની રજા આપે. આવી રીતે મહેનત મજુરી કરતાં કરસનીઆ
પાંત્રીસ વર્ષ થયાં. તેવે વખતે મુંબઈથી એક સગો શેર બજારમાં
દશ લાખ રૂપીઆ કમાઈ કરસનીઓ રહેતો તે ગામમાં આવ્યો. તે
જાહોજલાલી અને વાતોના તડાકાથી કરસનીઆનું મગજ ભમ્યું.
તેને ગામડાની દુકાન ગમતી નથી. વેપાર અને મજુરીમાં તેનું
નથી. તેને તો શેખસલીની માફક વિચારોજ આવ્યા કરતા. કય
મુંબઈ પહોચું અને કયારે શેર બજારમાં જઈ સટો કરૂં અને પૈસ
દાર થાઉં. આવાં સ્વપ્નાં ફળીભૂત કરવા માટે પેલા શેઠની ખુશા
કરવા માંડી અને શેઠ જ્યારે મુંબઈ જાય ત્યારે પોતાને તેડી જ
કબુલાત લીધી.

મહીના માસ પછી જ્યારે પેલા શેઠ મુંબઈ ગયા ત્યારે કર
નીઓ પણ તેની સાથે મુંબઈ પહોંચ્યો. ત્યા ગયા પછી પેલા
પાસેજ નોકરીએ રહ્યો. નોકરીમા રહે બારેક મહીના થયા ત્યાં યુ
પમાં મહાન્ યુદ્ધ શરૂ થયુ અને શેર બજાર ફાટયું. કરસનીઆ
સુભાગ્યે તેણે તેજીમાં યાહોમ કરી ઝંપલાવ્યુ. પહેલા પચાસ સો રૂ
આનું જોખમ ખેડતો, તેમાંથી પાચસો રૂપીઆ મળ્યા એટલે પાંચ
હજારનું જોખમ ખેડવા લાગ્યો. એમ કરતાં એક વર્ષમાં પાંચ લાખ
આસામી થયો. હવે કરસનીઓ, કરસનીઓ ટળી કરસનદાસ
કહેવાવા લાગ્યો. રહેવા માટે સારો બંગલો લીધો, ચડવા માટે મો
લીધી અને નોકર ચાકરો પણ વસાવ્યા. બીજો અગત્યનો ફેર
કરસનદાસના ખોરાકમા અને જીવન વ્યવહારમા થયો. ગામડા

આજરાનો રોટલો, છાશ અને ખીચડી સિવાય બીજું કંઈ ખાવા મળતું નહોતું તેને બદલે હવે મિષ્ટાન, ભજીઆં, ઘી, દૂધ વિગેરે પુષ્કળ મળવા લાગ્યાં. બીજી તરફ સવારના પાંચ થી રાત્રીના અગીઆર સુધી મહેનત કરવી પડતી તેને બદલે બપોરે બાર વાગે શેર બજારમાં જવાનું અને ચાર વાગે કલબમાં જઇ પાના રમવાના. આવી જાતના આહાર, વ્યવહારમાં ફેરફાર થવાથી શરીર સારી રીતે જાડું થયું.

એક દિવસ સાંજના કરસનદાસ કલબમાં પાને રમતા હતા ત્યાં પેટમાં થોડી થોડી ચુંક આવવા માંડી. પેટ કરતાં પુંઠના ભાગમાં દુઃખાવો વધારે હતો. દુઃખાવાની સાથે થોડી થોડી મોળ ચડવા માંડી અને ઉલટી થશે એમ લાગવા માંડયું. હળવે હળવે દુઃખાવો વધ્યો એટલે મોટર મંગાવી ઘેર પહોચ્યો અને ત્યાં બીછાનામાં પડયો. હવે દુઃખાવાનું જોર ખૂબ વધ્યુ. પેટ અને પીઠમાંથી જે ચસકો નીકળે તે, છેક તે બાજુના વૃષણ સુધી પહોંચે. દુઃખાવો એવો થાય કે બૂમાબૂમ પડાઈ જવાય, આખે દિલે ઠંડો પસીનો વળી આવે અને આખું શરીર ઠંડુ થઇ જાય, હીબકા આવે. પહેલાં એકાદ બે ઉલટીઓ થઇ પણ પછી તો માત્ર હીબકા જ આવતા. દસ્ત જવાની હાજત લાગે પણ દસ્ત ઉતરે નહિં. કરસનદાસની આવી સ્થીતિ જોઇ તેની સ્ત્રી અને માતા જેઓ દેશથી મુંબઇ આવી હતી તેઓ ગભરાઇ ગઇ અને ડાકટરને બોલાવવા મોટર દોડાવી. ડાકટરે બધી હકીકત સાંભળી તપાસી અભિપ્રાય આપ્યો કે ગુંરદામાંથી રેતીની નાની પથરી નીચે ઉતરે છે, તે ઉતરી જશે એટલે દુઃખાવો બંધ પડી જશે. કોઇ રીતે ગભરાવવાનું કારણ નથી. હું હમણાં આ ઇન્જેકશન આપી દઉં છુ, તેનાથી દશ મીનીટમાં આરામ થઇ જશે. આમ કહી ડાકટરે $\frac{1}{4}$ ગ્રેન મોર્ફીયા અને $\frac{1}{100}$ ગ્રેન એટ્રોપીનની ટીકડી પાણીમાં મેળવી તેનું ઇન્જેકશન ત્વચાની નીચે આપી દીધું. દશ મીનીટમાં કરસનદાસને ઊંઘ આવી ગઈ. જ્યારે ત્રણ કલાક પછી ઉઠયો ત્યારે દુઃખાવો

મટી ગયો હતો. એક કલાક પછી પેસાબ થયો તે રાતો લોહી જેવો થયો અને તે પેશાબમાં રેતી જેવો પદાર્થ ગયલો જોવામાં આવ્યો.

ડાકટર સાંજે આવ્યા ત્યારે કરસનદાસ ઠીક હતા. હવે ડાકટરે ભવિષ્યને માટે સુચનાઓ આપવા માંડી.

" જુઓ શેઠ આ પથરી થવાનું મુખ્ય કારણ તમારા જીવનમાં ફેરફાર થયો છે તે છે. ગામડામાં તમે બાજરાનો રોટલો અને છાશ ખાતા તેને બદલે અહીં મીઠાઈ, ફરસાણ ઇત્યાદિ ભારે ચીજો ખાઓ છો તે છોડી ઘઉંની રોટલી, શાક, દાળભાત અને દૂધ છાશ એટલી ચીજો ખાવાની રાખો. મિષ્ટાન બિલકુલ છોડી દયો. રાત્રે સુતી વખતે એક ગ્લાસ પાણી પીવાનો નિયમ રાખો. હાલે આઠેક દિવસ બિછાનામાં આરામ લ્યો પણ પછી સવાર સાંજ ફરવાનું રાખો. એમ કરવાથી શરીરને થોડીઘણી કસરત મળશે અને તેને લીધે તમારૂં લીવર બરોબર કામ કરશે. લીવર તેજ થશે એટલે ખોરાકમાંથી લોહીમાં જે યુરીક એસીડનો વધારે જમાવ થાય છે, તે નહિં થાય અને ફરીથી આવો દુઃખાવો ઉપડશે નહિં ".

કરસનદાસે એ પ્રમાણે કરવાનું ચાલુ રાખ્યું અને ત્યાર પછી તેને કોઈ વખત દુઃખાવો ઉપડયો નથી.

**સાર**—ગુરદાની પથરી અથવા કાકરી પેશાબમાં રહેલા ક્ષાર બંધાઇ જવાથી થાય છે. આ ક્ષાર બંધાઇ જવા માટે બે સ્થીતિ હોવી જોઇએ; એક એ કે એ ક્ષાર હોવા જોઇએ તેના કરતાં વધારે પ્રમાણમાં ઉત્પન્ન થતાં હોય અને બીજું એ કે વધારે પસીનો થવાથી અને પેશાબ કમી થવાથી પેશાબમાં પ્રવાહી ભાગ ઓછું થાય.

ભારે, પુષ્ટિકારક ખોરાક ખાવાથી અને કસરત ન લેવાથી અને યુરીક એસીડ અને ઓક્સેલેટ નામના પેશાબના ક્ષારો વધારે પ્રમાણમાં પેદા થાય છે અને તે કેટલીક વખત રેતીના રૂપમાં ગુરદામાં બંધાઇ જાય છે અને પેશાબ કમતી થાય છે, ત્યારે પથરી

અથવા રેતી બંધાઈ જવાનો સંભવ વધારે રહે છે. આ પ્રમાણે બંધાયલ રેતી અથવા પથરી જ્યારે નીચે ઉતરે છે ત્યારે મૂત્રનળીના અંદરના પડને ઈજા થાય છે અને તેને લીધે થોડીઘણી વેદના થાય છે. જો પથરી કે રેતી એટલી કદની હોય કે તે મૂત્ર નળમાંથી પસાર ન થઇ શકે તો તે વચમાં અટકી જાય છે અને તેનાથી પેશાબ બંધ થઇ જાય છે. આ પ્રમાણે કાંકરી અટકવાથી દરદીને અસહ્ય વેદના થાય છે અને તે વેદના ત્યારેજ શમે છે કે જ્યારે એ રેતી અથવા પથરી નીચે મૂત્રાશયમા ઉતરે છે. કેટલીક વખત એકજ દરદીને એક કરતાં વધારે વખત આવી જાતના દુઃખાવા થાય છે, કારણ કે એક કરતા વધારે કાકરીઓ પેદા થાય છે.

**ઉપાય**—જ્યારે દુઃખાવો થાય ત્યારે દરદીએ બીછાનામાં સૂઇ રહેવું, ગરમ પાણીની કોથળાનો શેક કરવો. તેનાથી જો ન મટે તો મોર્ફીયા અને એટ્રોપીનની પિચકારી મારવાથી મૂત્રનળી ઢીલી પડે છે અને પથરી અથવા રેતી નીચે પસાર થઇ જાય છે અને દુઃખાવો મટી જાય છે. પથરી અથવા રેતી પેદા થતી અટકાવવા માટે દરદીએ ભારે, પુષ્ટિકારક ખોરાક ખાવાનું બંધ કરવું. ઘઉં અથવા બાજરાની રોટલી કે રોટલો, શાકભાજી, છાશ કે દૂધ, દાળભાત ઇત્યાદિ ખોરાક લેવા. ફળફળાદિ વિશેષ પ્રમાણમાં લેવા. માંસાહારીઓએ માસનો ખોરાક તદ્દન છોડી દેવો. બીજાઓએ દાળ અને કઠોળ કમતી ખાવાં અથવા તદ્દન છોડી દેવા. રાત્રે સુતી વખતે અને સવારે ઉઠતી વખતે પાણીનો એક એક ગ્લાસ પીવો. નિયમીત કસરત કરવાથી ફાયદો થાય છે. દવામાં મૂત્રલ ઓષધો લેવાં.

